॥ श्रीमद्विघ्नवल्लीविध्वंसिने नमः ॥



# ॥ महिला धर्म मार्त्तण्डः ॥

પ્રકાશ પ્રોત્કર્ષિણી ગુર્જર ટીકા સહિત.

स्मृतिशास्त्रप्रमाणानि गृहीत्वा ग्रथितो मुदा ॥
महिलाधर्ममार्त्तण्डो भूयात्स्त्रीहृत्प्रकाशकः ॥१॥

ધર્મશાસ્ત્રને આધારે પ્રકાશક
ભોળાનાથ ભાઈશંકર ભટ્ટ,
તથા
શાસ્ત્રી મોતીલાલ ભાનુશંકર.
સહાયક
જ્યોતિર્વિદ્ હીરાલાલ ભાઈશંકર ભટ્ટ.

સંવત ૧૯૬૮. સને ૧૯૧૨.
આવૃત્તિ પહેલી પ્રત ૧૦૦૦.

શ્રી "સરસ્વતી" છાપખાનું—ભાવનગર.

મૂલ્ય રૂ. ૧-૦-૦ એક રૂપીઓ.

॥ ॐ ॥

॥ श्री विट्ठलनाथजी ॥



समचरणसरोजं सांद्रनीलांबुदाभं ।
जघननिहितपाणिं मंडनं मंडनानां ॥
तरुणतुलसिमालाकंधरं कंजनेत्रं ।
सदयधवलहासं विठ्ठलं चिंतयामि ॥ १ ॥

# *પદ્મ-સુમનાંજલિ.

રાગ સારંગ. તાલ—દાદરો.

ધર્મ શોભે રે મહિલા માર્ત્તણ્ડમાં (૨)
તેના બારે પ્રકારો, પડ્યા છે વિભાગ,
છે અથાગ, ભલીભાત.
વિશ્વમાંહે વિખ્યાત. ટેક. ધર્મ૦ ૧

કન્યા-ધર્મ પાળી પતિ મેળવશે,
ત્યાય સપ્તપદી વાંચી દૃઢ ઠરશે;
સુવાસિની થતાં સુખને ધરશે. ધર્મ૦ ૨

સતી લોપામુદ્રાસમ તે ઠરશે,
ધર્મધ્યાને પવિત્ર અંગ જે કરશે;
સતી સ્વર્ગીય સુખને અનુભવશે. ધર્મ૦ ૩

નિત્ય-કર્મ સન્માન કરી રાખો નિશાન,
ધરી આહ્નિકે ધ્યાન રહો નિયમે પ્રમાણ;
દિનચર્યાનું જ્ઞાન અંગનાનું નિદાન. ધર્મ૦ ૪

કરી પૂજા પ્રકાર ધ્યાન સ્તોત્રનો હેવાલ,
કરી પ્રસન્ન નાથ રાખો સર્વની સંભાળ,
શુભ આશ્રમ મોરાર નેહે ઉતારે પાર, ધર્મ૦ ૫

રજસ્-ધર્મ પ્રકાર જાણી સેવો આચાર,
જાણી નિયમો અપાર ગર્ભિણીના સુખસાર;
ટળે વૈધવ્ય ભય રાખો ધર્મની સંભાળ. ધર્મ૦ ૬

* કમળપુષ્પની અંજલિ.

સદ્બોધ અનુજ્ઞાન ગાન સાચવજો,
નિજ નાથને સુણાવી અર્થ સાંભળજો;
એજ આશ્રમ ધર્મને જાળવજો. ધર્મ૦ ૭

થશે સફળ પ્રયાસ એમ જાણીને,
ધર્મશાસ્ત્ર પ્રમાણુ વખાણીને;
કરી સ્વાત્માર્પણુ વિચારીને. ધર્મ૦ ૮

હેતે વાંચીને અનુભવ મેળવશો,
દમ નિગ્રહે અંગને કેળવશો;
શ્રમ અમોનો સાર્થક તેવડશો. ધર્મ૦ ૯



શ્રી વરદમૂર્ત્તયે નમઃ ॥

અખંડ પ્રૌઢપ્રતાપ ગોબ્રાહ્મણ પ્રતિપાલ નેક નામદાર મહારાજા સાહેબ શ્રી ૧૦૮ સર ભાવસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ. એઓનાં ધર્મપત્ની અખંડ સૌભાગ્યવંતાં નામદાર મહારાણી

## શ્રી નંદકુંવરબા સાહેબ, સી. આઇ.

## મુ. ભાવનગર.

આપ નામદાર એક મહાન્ રાજ્યમાતા તરીકે સર્વત્ર પૂજ્ય છો, આપના પવિત્ર વિચારો, સદ્ગુણો, પતિપરાયણતા વિગેરેનું સદ્વર્તન જોઇ સાંપ્રત સમયમાં પણ મહિલાઓ તેવી સદાચારની ઉચ્ચ શ્રેણી અનુભવવા ઇચ્છા ધરાવે તે વાસ્તવિક છે. સર્વ પ્રકારે સ્ત્રીવર્ગ કેમ સન્માર્ગમાં પ્રવર્ત્તે તેવો આપને પ્રતિક્ષણ આંતરિક ભાવ છે, તે પ્રશંસનીય છે; આધુનિક સમયમાં સ્ત્રીવર્ગને માટે ધર્મનું રહસ્ય શું છે? અને કેટલા અંશે તે થઇ શકે તેવું છે? તે સંબંધી ઇશ્વરપ્રેરણાએ અમારા મનમાં ઉર્મિ આવવાથી ધર્મશાસ્ત્રના પ્રમાણ સાથે સર્વથી બની શકે તેવા રૂપમાં સરલ ગુજરાતી ભાષાંતર યુક્ત "મહિલા ધર્મ માર્તણ્ડ" નામનો ગ્રંથ રચી આપની સેવામાં અર્પણ કરતાં અમારા કર્ત્તવ્યની પરિપૂર્ણ સફળતા માનીએ છીએ.

રાજ્યાશ્રિત,

**ભોળાનાથ બાઇશંકર ભટ્ટ.**

**શાસ્ત્રી મોતીલાલ ભાનુશંકર.**

भावसिंहं कुमारं च पायान्नंदकुमारिकाम् ॥
सामात्यमनिशं चैव हिमशैलसुताधवः ॥ १ ॥

મહારાજા શ્રી સર ભાવસિંહજી બહાદૂર, શ્રીયુત્ પ્રધાન પ્રભાશંકરભાઇ સહિત, યુવરાજ કુમાર સાહેબ શ્રી કૃષ્ણકુમારસિંહજી, અને મહારાણી શ્રી નંદકુંવરબાનું શ્રી પાર્વતીના પતિ મહાદેવજી નિરંતર રક્ષણ કરો.

# પ્રસ્તાવના.



स्मृतिशास्त्रप्रमाणानि गृहीत्वा ग्रथितोमुदा ॥
महिलाधर्ममार्त्तण्डो भूयात्स्त्रीहृत्प्रकाशकः ॥

**અર્થ**—સ્મૃતિશાસ્ત્રના પ્રમાણોને ગ્રહણ કરી હર્ષવડે રચેલો "મહિલાધર્મ માર્ત્તણ્ડ" નામનો આ ગ્રંથ સ્ત્રીઓના હૃદયને પ્રકાશ કરનારો થાઓ.

પુરૂષ અને પ્રકૃતિનું દ્વંદ્વ પ્રાપ્ત થવાથીજ એકાંગી ભાવ થાય છે એ સપ્રમાણ છે "મનુસ્મૃતિ" માં કહ્યું છે કે—

द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ॥
अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥१॥

બ્રહ્માએ પોતાના દેહના બે વિભાગ કરી અર્ધ ભાગમાં પુરૂષ અને અર્ધમાં સ્ત્રી એવાં પ્રકૃતિ–પુરૂષ રૂપે વિરાટ્ ઉત્પન્ન કર્યું.

तपस्तप्त्वासृजद्यं तु स स्वयं पुरुषो विराट् ॥
तं मां वित्तास्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः ॥२॥

( मनुस्मृति )

તે પ્રજાપતિએ મહાન્ તપનું આચરણ કરી જે વિરાટરૂપ પુરૂષને ઉત્પન્ન કર્યો તેજ હું આ સર્વ જગત્નો સરજનાર મનુ છું, એ પ્રમાણે હે! ઋષિવર્યો! તમે માનજો.

એ મનુ મહારાજાએ શતરૂપા સહ પુરૂષ–પ્રકૃતિ સંયુક્ત થઇ જેવી જેવી ઇચ્છા કરી તેવા તેવા સ્વરૂપે પ્રકૃતિ–પુરૂષે જગતને ઉત્પન્ન કર્યું તેવી શાસ્ત્રની ગાથા છે.

જે સ્ત્રી પૃથ્વી સ્વરૂપે છે અને બીજકની પોષક છે. વળી જેઓને સમસ્ત જગત્‌ની ઉન્નતિ અવસ્થાનું કારણ કલ્પેલું છે તેમજ જેઓની ધર્મ દક્ષતા અને પાતિવ્રત્યને લઇ પૂજ્યતા ગણાય છે, જેઓનું અબળા છતાં પણ પુરૂષરત્નને પુત્રરૂપે પ્રગટ કરવામાં પ્રબળ સામર્થ્ય સમાયેલું છે તેથીજ તે "जाया" ગણાય છે એટલુંજ નહિ પણ મનુ મહારાજ કહેછે કેઃ—

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ॥
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥१॥
(मनुस्मृति)

પુરૂષને સંતતિ ઉત્પન્ન કરી આપવાવાળી, મહા ભાગ્યશાળી, આભૂષણ અને વસ્ત્રો વિગેરેથી સત્કાર કરવાને યોગ્ય અને ગૃહને શોભાવનારી સ્ત્રી તથા લક્ષ્મીમાં ફેર નથી. કહ્યું છે કે "न गृहं गृहमित्याहुः गृहिणी गृहमुच्यते" ગમે તેટલા દ્રવ્યવાન, હવેલી તથા ગૃહયુક્ત છતાં પણ ગૃહ તે ઘર ગણાતું નથી. ગૃહિણી (સ્ત્રી) તેજ ગૃહ ગણાય છે, અને આતિથ્ય સત્કાર આદિ ગૃહિણીથીજ કરી શકાય છે તથા તેથીજ ઘરની શોભા છે માટે સ્ત્રી લક્ષ્મી સ્વરૂપ છે. વળી "સ્કંદપુરાણ" માં કહ્યું છે કે—

भार्या मूलं गृहस्थस्य भार्या मूलं सुखस्य च ॥
भार्या धर्मफलावाप्त्यै भार्या संतानवृद्धये ॥२॥
(स्कंदपुराण)

ગૃહસ્થાશ્રમનું મૂળ સ્ત્રી છે, સંસારના સુખનું મૂળ સ્ત્રી છે તથા સ્ત્રીજ ધર્મના ફળો મેળવવા માટે અને સંતાનની વૃદ્ધિ થવા માટે ઉપયોગી છે.

તાત્પર્ય જે સ્ત્રીથીજ પુરૂષાર્થ સિદ્ધ થાય છે, એવી સ્ત્રીઓ સ્વ-ધર્માભિમાની થાય એ જોવાનો ઉત્કૃષ્ટ હેતુ હોઇ; સ્ત્રીઓ મહા આપ-

ત્કાળમાં પણ ભગવતી સતી જાનકીજી માફક પતિસહચરી થાય અને ગુરૂ તથા ઇશ્વર સ્વરૂપ પોતાના પતિની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરે તોજ આપણી સનાતન ધર્મની ઉન્નતિમાં પગથીઆંરૂપે થવાય એ પ્રધાન હેતુથી, તેમજ ગૃહસ્થાશ્રમીઓના સુખમય, નિર્દોષ, આનંદી, ધર્માભિલાષી અને ઉત્સાહી આશ્રમો જોવાની તક મળે તોજ હૃદય શાંત થાય એ હેતુથી આ "**મહિલા ધર્મ માર્તણ્ડ**" ( સ્ત્રીઓના ધર્મનો સૂર્ય ) રચ્યો. [**मह्यते इति महिला** જે પૂજાય છે એટલે સતી ધર્મથી જે પૂજન કરવા યોગ્ય છે તે મહિલા. ( સ્ત્રી ) ]

શ્રી પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ મનુષ્યાવતાર સર્વ કોઇને પુરૂષાર્થ ( ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ) નાં સત્ફળને આપવાવાળો છે. પુરૂષાર્થમાં પ્રથમ ધર્મ જણાવ્યો છે તો તે ધર્મનાં સાધન બરાબર તૈયાર કરી તે પ્રમાણે જો વર્ણાશ્રમી દંપતિઓ વર્ત્તે તોજ બીજો વિભાગ જે અર્થ તે મેળવી શકે છે, અને ત્યાર પછી અર્થ મળેથી સદ્વ્યય કરી જાણે તો કામ અર્થાત્ કામનાઓ પરિપૂર્ણ થાય છે, અને પછી જ્ઞાનદ્વારા મોક્ષનું સાધન પણ તેઓ પ્રાપ્ત કરે છે; તે માટેજ પુરૂષાર્થી મનુષ્યે પ્રથમ ધર્મનું પરિપાલન કરવું આવશ્યક છે, જેથી આ પુસ્તકમાં—અમોએ કન્યા—ધર્મ, ( કન્યાનો સદાચાર ) સપ્તપદીના શું લક્ષણ, પતિવ્રતાના યથાર્થ ધર્મો, તેમજ પતિવ્રતાઓનું મહત્વ, અને આહ્નિક એટલે શું ? તથા તે વિધિઓ ક્યારે પ્રાપ્ત થાય, સુવાસિની ધર્મની સ્થિતિ, પરમ પૂજ્યસતી લોપામુદ્રાનું ચરિત્ર. પ્રોષિત—ભર્તૃકાના ધર્મનું વિવરણ, રજસ્વલા તથા ગર્ભિણીની મર્યાદા, વિધવાઓનો સદાચાર તથા દુરાચારથી થતાં ફળનો આલેખ અને સ્ત્રી સદ્બોધ કાવ્ય સંગ્રહ વિગેરે સ્પષ્ટ રીતે સ્ત્રીઓ સમજી શકે અને તે પ્રમાણે વર્ત્તન કરે એવા સ્વરૂપનો યથામતિ વિસ્તાર કરી અમારા પરિશ્રમને સફળ કરવા અમર આશા બાંધી છે. તો અમે પ્રભુ પ્રાર્થના કરી ઉત્કંઠા ધરાવીએ છીએ કે **સ્ત્રીઓ સદાચારી સ્વધર્માભિમાની અને પતિવ્રતા થાઓ.**

વિદ્વજ્જનો, સન્મિત્રરત્નો, સદ્‌ગૃહસ્થો અને સુજ્ઞ વનિતાઓને વિજ્ઞપ્તિ કે આ ગ્રંથ શાસ્ત્રોના પ્રમાણથી સંગૃહીત કર્યો છે તોપણ કાંઇ અવશેષ અથવા ચૂક જેવું હોય તે તરફ ક્ષમા દૃષ્ટિ કરી પરિશ્રમને સફળ કરશો. અસ્તુ.

| | |
|---|---|
| શકે ૧૮૩૪<br>શ્રાવણ શુક્લ પૂર્ણિમા<br>મંગળવાર.<br>તા. ૨૭-૮-૧૯૧૨. | રાજ્યાશ્રિત ભોળાનાથ ભાઈશંકર ભટ્ટ<br>તથા<br>રાજ્યાશ્રિત શાસ્ત્રી મોતીલાલ ભાનુશંકર. |

## સહાયક.

શ્રીમાન્ સ્નેહીવર્ય જ્યોતિર્વિદ્ હીરાલાલ ભાઈશંકર ભટ્ટ. આ " મહિલા ધર્મ માર્તણ્ડ " પુસ્તક રૂપે પ્રગટ કરવા તૈયાર થયેલા, અમોને, આપના સદ્‌વિચારો અને નૈપુણ્ય બક્ષી પક્ષપાત વિના, સનાતન ધર્મનાં પગથીઆરૂપે, સ્ત્રીઓનું જીવન સુધારવા પ્રકાશાયેલ સદ્બોધક પુસ્તક સંબંધી સહાયતા કરવામાં ઔદાર્યત્વ ધારણ કરી, કાશી જેવા ઉત્તમ ક્ષેત્રમાં રહી સદ્‌વિદ્યા પ્રાપ્ત કર્યાનો અમૂલ્ય ઉપયોગ કરી હર્ષિત બનાવ્યા છે, જેને માટે અમો આભારી છીએ તેમજ આ ઉપદેશાત્મક " મહિલા ધર્મ માર્ત્તણ્ડ " સ્ત્રીઓના હૃદય પંકજોનો પ્રકાશ કરનાર નિવડો એવી શ્રી અચ્યુતધન પ્રત્યે પ્રાર્થના છે.

સં. ૧૯૬૮ પ્રકાશક.

વસંતતિલકા.

पायात्कुमारजनकारव्य उमाविलासी
शंखप्रभश्च निधनेश गवेशयानम् ॥
गंगांश्च पन्नगधरश्च पिनाकशक्ति
आद्यक्षरेण सहितो रहितः सदा वः ॥१॥

इत्याशिर्वादः

# શુદ્ધિપત્રમ્.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૨ | ૫ | સી | સ્ત્રી |
| ,, | ૫ | સહુસ્ત્ર | સહસ્ર |
| ,, | ૧૯ | સ્ત્રાયોથી | સ્ત્રીઓથી |
| ૧૩ | ૩ | સ્રીયોના | સ્ત્રીઓનાં |
| ૧૫ | ૧૫ | ( વ્રર્તાદિક ) | ( વ્રતાદિક ) |
| ૧૯ | ૭ | બ્રાહ્યમુહૂર્ત | બ્રાહ્મમુહૂર્ત્ત |
| ૧૯ | ૧૨ | બ્રાહ્યમુહૂર્ત | બ્રાહ્મમુહૂર્ત્ત |
| ૧૯ | ૧૪ | બ્રાહ્યમુહૂર્તમાં | બ્રાહ્મમુહૂર્ત્તમાં |
| ૨૧ | ૧૩ | શોચનું | શૌચનું |
| ૨૨ | ૨૪ | તેજી ભના | તે જીભના |
| ૨૫ | ૧૧ | છાંદોગ્યાહ્નિક | છાંદોગ્યાહ્નિક |
| ૨૮ | ૧૩ | સ્રીએ | સ્ત્રીએ |
| ૩૧ | ૧૪ | સ્રીઓ | સ્ત્રીઓ |
| ૪૧ | ૪ | ચડાવવવું ) | ચડાવવું ) |
| ૫૩ | ૨૪ | સ્રીએ | સ્ત્રીએ |
| ૫૭ | ૧૮ | સાયાહ્ન | સાયં |
| ૬૫ | ૬ | સ્રીઓને | સ્ત્રીઓને |
| ૬૫ | ૧૧ | સ્રી | સ્ત્રી |
| ૬૫ | ૧૨ | સ્રીઓને | સ્ત્રીઓને |
| ૬૮ | ૧૩ | સ્રાએ | સ્ત્રીએ |
| ૭૦ | ૭ | સ્રીઓએ | સ્ત્રીઓએ |
| ૮૨ | ૨૦ | સ્રીએ | સ્ત્રીએ |
| ૯૦ | ૨૦ | સ્રી | સ્ત્રી |

# शुद्धिपत्रम् ॥

| पृष्ठ. | पंक्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ५ | ८ | एकमिषेधिष्णुस्त्वा | एकमिषेविष्णुस्त्वा |
| ५ | १८ | विष्णुत्स्वा | विष्णुस्त्वा |
| ७ | १४ | सुखद्रुःखविभागिनी | सुखदुःखविभागिनी |
| १० | २ | षोडषीम् | षोडशीम् |
| १६ | १८ | नहिकल्याणक्रत् | नहिकल्याणकृत् |
| ३२ | १६ | विंष्णुना | विष्णुना |
| ४३ | २१ | पुरुषोत्तमबल्लभे | पुरुषोत्तमवल्लभे |
| ५० | ८ | श्रियम् | श्रियम् |
| ५२ | ९ | किरिटी | किरीटी |
| ५२ | १० | धृतशंखचक्रः | धृतशंखचक्रः |
| ५८ | २१ | देवाधिदेव | देवाधिदेवाय |
| ५९ | ७ | ध्येयः | ध्येयः |
| ५९ | १८ | पत्यङ्मुखो | प्रत्यङ्मुखो |
| ६० | २४ | जपाख्ये नकमर्णा | जपाख्येन कर्मणा |
| ६१ | १५ | भक्तया | भक्त्या |
| ६९ | २२ | लब्धांऽनुज्ञां | लब्धाऽनुज्ञां |
| ७९ | १४ | पोपितकान्तया | प्रोषितकान्तया |
| ९४ | १४ | आब्रह्ममुवना | आब्रह्मभुवना |

# અનુક્રમણિકા.



# महिला धर्म मार्त्तण्ड.

## પ્રકાશ ૧ લો.

## કન્યાધર્મ.

### સ્ત્રીસ્વાતંત્ર્ય નિષેધ.

रक्षेत्कन्यां पिता विन्नां पतिः पुत्रास्तु वार्धके ॥
अभावे ज्ञातयस्तेषां स्वातंत्र्यं न क्वचित्स्त्रियाः ॥१॥

( याज्ञवल्क्य स्मृति )

अन्यच्च

पिता रक्षति कौमारे भर्त्ता रक्षति यौवने ॥
पुत्राश्च स्थाविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति ॥२॥

( वशिष्ठ संहिता, मनुस्मृति. )

સ્મૃતિઓમાં કહેલો ધર્મ એ છે જે કુમારિકા અવસ્થામાં માતા પિતાએ રક્ષણ કરવું, યુવાન અવસ્થામાં પોતાના પતિએ રક્ષણ કરવું અને વૃદ્ધ અવસ્થામાં પોતાના પુત્રોએ માતૃ-સેવાથી રક્ષણ કરવું તથા ણોન વારસ સ્ત્રીનું જ્ઞાતિ-જનોએ રક્ષણ કરવું; પરન્તુ કોઇ પણ વખતે સ્ત્રીવર્ગ કોઇપણ પ્રકારે સ્વતંત્ર રહેવાને યોગ્ય નથી.

ઉપર પ્રમાણે સ્રીવર્ગને માટે સામાન્ય વિચાર કરી પ્રથમ કુમારિકા અવસ્થા પ્રાપ્ત થતાં તેને શું શું કર્તવ્યતા છે; તેનું વિવરણ કરવું આ વખતે ઉચિત છે

૧ કન્યા અવસ્થામાં માતાપિતાની આજ્ઞા પ્રમાણે સદ્દવર્ત્તનથી ગૃહકાર્ય શીખવામાં તત્પર રહેવું.

૨ પોતાની બુદ્ધિ અનુસાર કાંઈપણ વિદ્યા ભણવી.

૩ ભરતકામ, શીવવું વિગેરે તે પણ કરી જાણવું.

૪ ધર્મ ઉપર શ્રદ્ધા રાખી વ્રતાચરણ કરવું.

માત્ર ઉપરના નિયમોજ કન્યા-ધર્મમાં લાગુ પડે છે કારણકેઃ-

" वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ॥ "

( मनुस्मृति )

જેવી રીતે પુરૂષને જનોઇ આપ્યા પછીજ ક્રિયા-કર્મનો અધિકાર પ્રાપ્ત થાય છે તેવીજ રીતે સ્રીને પણ વિવાહવિધિ થયાથીજ ધર્મક્રિયા વિગેરે થઈ શકે છે; આ શ્લોકનું વિશેષ સ્પષ્ટીકરણ પતિવ્રતા ધર્મમાં દર્શાવ્યું છે; પરન્તુ માત્ર આ સ્થળે જાણવાનું એટલું છે કે પહેલા જણાવેલા નિયમો સિવાય કન્યાધર્મમાં બીજું કાંઇ આવશ્યક નથી.

તે નિયમોમાં વ્રતાચરણ બતાવવાનું કારણ એ છે જે વ્રતાચરણથી મનની વૃત્તિઓ શુદ્ધ થાય છે, બાલ્યાવસ્થામાંથી કુમારિકા અવસ્થા પ્રાપ્ત થતાં વ્રતાચરણ રમત ગમતની સાથે ઉત્સાહ વધારનારૂં છે, અને શાસ્રમાં કહેલા ફળને આપનારાવાળું છે, તેને માટે "સ્કંદપુરાણ" માં કહ્યું છે કેઃ-

**गौरीव्रतेन चीर्णेन महासौभाग्यदेन तु ॥**
**कुमारी पतिमाप्नोति स्वाढ्यं सर्वगुणाधिकम् ॥१॥**

**( स्कंदपुराण )**

મહાસૌભાગ્ય આપવાવાળાં ગૌરીનું વ્રતાચરણ કરવાથી કુમારિકા ગુણવાન તથા સંપત્તિવાન પતિને પામે છે; માટે વ્રતાચરણ તો અવશ્ય કરવું પણ કલિયુગના પ્રભાવે કુસંગથી કુચ્છંદ ન કરતાં સદાચાર વડે શાસ્ત્રવિધિમાં બતાવેલ વ્રતો કરે છે તેજ કન્યાને ગુણવાન તથા સંપત્તિવાન પતિ મળે છે; તો વિશેષે કરી કન્યા–અવસ્થામાંથીજ શિયળ સ્વભાવ રાખવા પ્રયત્ન કરવો.

કુમારિકાને કરવાનાં આવશ્યક [1]વ્રતો નીચે આપેલાં છે તે તથા તેની સાથે વ્યવહારિક પાકક્રિયા અને ભરતકામ, વિદ્યા વિગેરે શીખીજાણવું તે સધળાંનો કન્યાધર્મમાં સમાવેશ થાય છે.

**ઇતિ શ્રીમહિલાધર્મ માર્ત્તણ્ડે કન્યાધર્મ નામ પ્રથમ પ્રકાશઃ ॥**



૧ માર્ગશીર્ષ—કાત્યાયની વ્રત, પૌષ—પૂર્ણિમાનું વ્રત, ફાલ્ગુન—શુક્લ પૂર્ણિમાથી અમાવાસ્યા સુધી ગણા ગૌરીવ્રત, ચૈત્ર—ગૌરી તૃતીયા ( મનોરથ તૃતીયા વ્રત. ) જ્યેષ્ઠ—રવિવારનું વ્રત. અષાઢ—શુક્લ એકાદશાથી પૂર્ણિમાસુધી અલવણ વ્રત ( મોળાક્ત ) વિગેરે દેશ દેશનાં પ્રચાર પ્રમાણે કરવાં.

## પ્રકાશ ૨ જો.

# સપ્તપદી લક્ષણ.

### સપ્તપદી લક્ષણમાં નીચે પ્રમાણે ભાવાર્થ સમાય છે.

કુમારિકાઅવસ્થામાંથી આશ્રમધર્મમાં આવતા પહેલાં પાણીગ્રહણ વેળાએ ( લગ્ન સમયે ) વરકન્યાની પરસ્પર સાત પ્રતિજ્ઞાઓ શાસ્ત્રમાં દર્શાવ્યા પ્રમાણે કહેવામાં આવે છે તેજ સપ્તપદી. પરંતુ તે સપ્તપદીની પ્રતિજ્ઞાઓ કેવી રીતની છે, તે જાણવા સર્વ કોઇને આવશ્યક છે માટેજ સપ્તપદીના બોધની પ્રત્યુક્તિ કરી છે.

उक्तंच " यमेन "

नोदकेन न वा वाचा कन्यायाः पतिरिष्यते ॥
पाणिग्रहण संस्कारात्पतित्वं सप्तमे पदे ॥ १ ॥

( यमस्मृति )

કન્યાદાન આપતી વખતે જળનો સંકલ્પ અથવા વાણી સંકલ્પ થવાથી પતિ કહેવાની યોગ્યતા થતી નથી; પરંતુ સપ્તાચલ (સપ્તપદી) નું પૂજન થયેથીજ પતિપણું સિદ્ધ થાય છે.

" વિવાહ કાૈસ્તુભ " માં કહ્યું છે કે:—

कन्यापातित्व सिद्धयर्थं सप्ताचल पूजनमहं करिष्य ॥

પતિપણું સિદ્ધ થવા માટે સમાચલનું પૂજન કરૂં છું. આ વાકયથી જાણવામાં આવે છે કે સપ્તપદીની ક્રિયાથીજ પુરૂષ પતિ શબ્દને પામે છે.

अथैनामुदीचीं सप्तपदानि प्रक्रामयति.

પરણેલી કન્યા મંગળ ફેરા ફર્યા પછી ઉત્તર દિશાથી આરંભી સપ્તપદીની સાત ઢગલીઓનો અનુક્રમે સ્પર્શ કરે છે ત્યારે વરની જે પ્રતિજ્ઞાઓ થાય છે તે નીચે પ્રમાણે.

" एकमिषेविष्णुस्त्वा नयतु. "

ભૂલોક કે જે પુરૂષાર્થનું સર્વ સ્વરૂપ છે તે સ્થાન પરમકૃપાળુ ઈશ્વર પ્રાપ્ત કરો, અને તેમાં હે સહચરી સમસ્ત માંગલિક પ્રસંગોથી યુક્ત સૌભાગ્ય તથા ગૃહકાર્યભાર મેળવવા અધિષ્ઠાતા થા.

" द्वे ऊर्ज्जे विष्णुस्त्वा नयतु "

હે સહચરી તારા શૌર્યથી મારા બળમાં વૃદ્ધિ થશે; માટે ભૂલોક અને ભુવર્લોકના સ્થાનમાં બળવાન થવા પરમાત્મા સહાયક થાઓ.

" त्रीणि रायस्पोषाय विष्णुस्त्वा नयतु "

હે સહચરી ભૂલોક, ભુવર્લોક અને સ્વર્ગ લોકના સ્થાનમાં ધનની અભિવૃદ્ધિ કરવામાટે મારા ઘરની તું પ્રધાન થા.

" चत्वारि मायोभवाय विष्णुस्त्वा नयतु "

હે સહચરી ઉપર જણાવેલાં ભૂલોક આદિ ત્રણ લોક સહિત મહર્લોકમાં સૌખ્ય યુકત રહેવા તું મારા ઘરની અધિકારી થા.

" पंचपशुभ्यो विष्णुस्त्वा नयतु "

હે સહચરી ઉપર કહેલા ચારલોક સમેત જનલોક એટલે પાંચે લોકના સ્થાનમાં મારા ઘરના પશુઓની સંભાળ રાખવા પ્રભુ તને પ્રાપ્ત કરો.

" षड्ऋतुभ्यो विष्णुस्त्वा नयतु "

હે સહચરી ઉપરોક્ત પાંચલોક સંયુક્ત તપલોકના સ્થાનમાં છ ઋતુઓનું સુખ તારાથી મને પ્રાપ્ત થાઓ.

" सखे सप्तपदा भव सा मामनुव्रता भव विष्णुस्त्वा नयतु "

હે સહધર્મિણી ! ભૂ, ભુવઃ, સ્વઃ, મહઃ, જન, તપ, અને સત્ય એ પ્રમાણેના સાતેલોકમાં મારાથી સુખ ભોગવનારી સહચરી થા.

ઉપર કહેલી વરની પ્રતિજ્ઞારૂપ સપ્તપદીની ક્રિયા થવાથી પરસ્પર સ્નેહપાશ બંધાય છે, એટલે તે સમયથી સ્ત્રી પતિને સ્વાધીન થઇ નીચેના સાતશ્લોકોથી પોતાના પ્રાણેશ પ્રતિ પ્રતિજ્ઞા કરે છે કે હું તમારા ગૃહમાં આ પ્રમાણે વર્ત્તીશ.

" त्वत्तोमेऽखिल सौभाग्यं पुण्यैस्त्वं विविधैः कृतैः ॥
देवैः सम्पादितोमह्यं वधूराद्येपदेऽब्रवीत् ॥ १ ॥"

અનેક પુણ્ય સંચયથી અને દેવતાઓની કૃપાથી, તમારા જેવા સ્વામીને વરવાથી હે પ્રાણેશ ! આ જગતમાં હું સૌભાગ્યને પ્રાપ્ત થઇ છું; એ પ્રમાણે કન્યા પ્રથમ ડગલું ભરતી વેળા બોલે છે.

" कुटंबं पालयिष्यामि ह्याबृद्धबालकादिकम् ॥
यथालब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥ २ ॥ "

હે પ્રાણેશ ! તમારા વડીલોને મારાજ વડીલમાની તેઓની અનુજ્ઞામાં રહીશ, અને બાળક તથા કુટુંબનું સંરક્ષણ કરીશ તથા પ્રા-

રળ્ધાનુસાર જે દ્રવ્યમળે તેથી પૂર્ણ સંતોષી રહીશ ને તમારા પ્રત્યે કદાપિ ખિન્ન વચન બોલીશ નહિ; તેમ બીજું ડગલું ભરતી વેળાએ કન્યા બોલે છે.

" मिष्टान्न व्यञ्जनादीनि काले संपादये तव ॥
आज्ञासम्पादिनी नित्यं तृतीये साब्रवीद्वरम् ॥ ३ ॥ "

હે પ્રાણેશ! આપની આજ્ઞા મુજબ વર્તી સમયે સમયની ઉત્તમ રસોઈ કરી આપસહ કુટુંબને ભોજનથી સંતોષ આપીશ તે પ્રમાણે ત્રીજી વખત બોલે છે.

" शुचिः शृंगार भूषाहं वाङ्मनः कायकर्मभिः ॥
क्रीडिष्यामि त्वया सार्द्धं तुरीये सा वदेद्वरम् ॥ ४ ॥ "

હે પ્રાણેશ! નિત્ય શણગાર ધારણ કરી, અતિપવિત્ર પણે મન, વાણી અને સત્કર્મથી શુભ ચિંતક થઇ આપની સાથે ક્રીડા કરીશ તેમ ચોથા ડગલે બોલે છે.

दुःखे धीरा सुखे हृष्टा सुखदुःखविभागिनी ॥
नाहं परनरं गच्छे पञ्चमे सा ब्रवीत्पतिम् ॥५॥ "

દુઃખને વખતે ધીરજ આપવાવાળી, સુખમાં પ્રસન્નતાવાળી થઇ તમારા સુખે સુખી અને દુઃખે દુઃખી રહી અન્ય પુરૂષની ઇચ્છા કદાપિ કરીશ નહિ એ પ્રમાણે પાંચમીવાર બોલે છે.

" सुखेन सर्व कर्माणि करिष्यामि गृहे तव ॥
सेवांश्वशुरयोश्चापि बन्धूनां सत्कृतिं तथा ॥
यत्र त्वं वा अहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित् ॥
नाहं प्रियेण वञ्च्याहि कन्या षष्ठे पदेऽब्रवीत् ॥ ६ ॥ "

હે પ્રાણેશ! સાસુ–સસરાની સેવા કરી તમારા ભાઇ–ભાંડુઓનો સત્કાર કરી સુખેથી ગૃહ કાર્ય હું સારી રીતે બજાવીશ તેમજ જ્યાં તમે ત્યાં હું રહીશ અને કોઇ દિવસ હું તમારા પ્રત્યે છલતા નહિ કરૂં તથા તમે પણ મારા પ્રત્યે છલતા ન કરશો આ પ્રમાણે છઠ્ઠે પગલે બોલે છે.

" होम यज्ञादि कार्येषु भवामि च सहायकृत् ॥
धर्मार्थकामकार्येषु मनोवृत्तानुसारिणी ॥
सर्वेऽत्र साक्षिणस्त्वं मे पतिर्भूतोसि सांप्रतम् ॥
देहोमयार्पितस्तुभ्यं सप्तमे सा ब्रवीद्वरम् ॥ ७ ॥ "

હે પ્રાણેશ! તમારી આજ્ઞા પાળી ધર્મ, અર્થ અને કામ આ ત્રણે પુરૂષાર્થમાં જોડાઈ યજ્ઞાદિક અને દેવકાર્યમાં સહાય કરનારી થઇશ. બ્રાહ્મણ, અગ્નિ તથા સગાંસંબંધી સમક્ષ તમે મારા પતિ થયા છો, મેં મારો દેહ તમને અર્પણ કર્યો છે માટે તમારી આજ્ઞાનું કોઈ દિવસ ઉલ્લંઘન નહિ કરૂં. આ પ્રમાણે કન્યા સાતમા પગલા વખતે બોલે છે.

આ ઉપર કહેલી સપ્તપદીની મૈત્રી અતિ શ્રેષ્ઠ છે. આ પ્રતિજ્ઞાઓ નિરંતર યાદ રાખી ને પ્રમાણે વર્ત્તવાથી કદી કલહ થતો નથી, સ્ત્રીઓએ સપ્તપદી પાઠ શીખવો આવશ્યક છે; માટે વારંવાર મનન કરતા રહેવું.

ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે સપ્તપદી લક્ષણ નામ
દ્વિતીય પ્રકાશઃ ॥



## પ્રકાશ ૩ જો.



# પતિવ્રતા--ધર્મ.

દ્વિજ સ્ત્રીઓને વિવાહવિધિ પૂર્ણ થયા પછી શું શું ધર્મ પાળવાના છે તે વિષે "મનુસ્મૃતિ" માં ધર્મોપદેશ રૂપે ફરજ બતાવી છે તેનું વિવેચન નીચે પ્રમાણે.

**वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ॥**
**पतिसेवा गुरौवासो गृहार्थोऽग्नि परिक्रिया ॥ १ ॥**

**( मनुस्मृति. )**

સ્ત્રીઓને વિવાહવિધિ તે વેદથી યુક્ત સંસ્કાર કહ્યો છે, કેમકે જેવી રીતે પુરૂષને ઉપનયન ( જનોઇ ) સંસ્કાર કરાય છે તેવી રીતે સ્ત્રીને વિવાહવિધિ તેજ ધર્મમાં પ્રવૃત્તિ કરાવનારો સંસ્કાર છે.

જનોઇ આપેલ પુરૂષે ગુરૂના ઘરે રહી ગુરૂ સેવા કરી વિદ્યાપાર્જન કરવું, અને અગ્નિની ઉપાસના કરવી; તેમજ સ્ત્રી વર્ગે ગુરૂના ઘરનોવાસ તે પતિસેવા, કામકાજ તથા પાકક્રિયા તે અગ્નિની ઉપાસના જાણવી. વિવાહ પછી ઉપર પ્રમાણે કહેલા ધર્મોપદેશથી સર્વ સ્ત્રી વર્ગે પતિવ્રતાધર્મ દિનપ્રતિદિન મનન કરીને તે પ્રમાણે આચરણ કરવું; કારણ કે પતિ સેવાથી સૌભાગ્ય તથા ગૃહકાર્યથી પતિની પ્રીતિ મળે છે તેજ મહાન્ ફળ છે. ( મનુસ્મૃતિ. )

**देवपूजा व्रतं दानं तपश्चानशनं जपः ॥**
**स्नानं च सर्वतीर्थेषु दीक्षा सर्वमखेषु च ॥ १ ॥**

प्रादक्षिण्यं पृथिव्याश्च ब्राह्मणातिथिसेवनम् ॥
सर्वाणि पति सेवायाः कलां नार्हति षोडषीम् ॥ २ ॥

દેવપૂજા, વ્રત, દાન, ઉપવાસ, જપ, તપ, તીર્થસ્નાન અને યજ્ઞ-દીક્ષા, તેમજ પૃથ્વીની પ્રદક્ષિણા, બ્રાહ્મણ અને અતિથિ સત્કાર એ એ બધાં પતિ સેવાના સોળમા અંશને પણ પામતાં નથી. ॥૧॥ ॥૨॥

पतिर्बंधु र्गतिर्भर्ता दैवतं गुरुरेव च ॥
सर्वस्माच्च परः स्वामी न गुरुः स्वामिनः परः ॥३॥
सर्व देवमयः स्वामी सर्व देवमयः शुचिः ॥
सर्व पुण्य स्वरुपश्च पति रूपी जनार्दनः ॥ ४ ॥

પતિવ્રતા સ્ત્રીઓને પતિ એજ બંધુ, ભર્તા, દૈવત અને ગુરૂ છે; માટે સર્વથી શ્રેષ્ઠ એવા પતિથી અન્ય કોઇ ગુરૂ થવા યોગ્ય નથી, પતિવ્રતા સ્ત્રીઓને પતિ એજ પવિત્ર અને સર્વ દેવમય તથા સાક્ષાત પુણ્યનું સ્વરૂપ જનાર્દન છે. ॥ ૩ ॥ ૪ ॥

पतिसेवा व्रतं स्त्रीणां पतिसेवा परं तपः ॥
पतिसेवा परो धर्मः पतिसेवा सुरार्चनम् ॥ ५ ॥
पतिसेवा परं सत्यं दानतीर्थानुकीर्तनम् ॥
नारायणात्परं कांतं ध्यायेत सततं सती ॥ ६ ॥

પતિવ્રતા સ્ત્રીઓને પતિ સેવા કરવી તેજ ઉત્તમ ધર્મ અને પરમવ્રત, તપ, દાન, તીર્થ તથા દેવતાઓનું પૂજન છે; માટે સતી સ્ત્રી નિરંતર નારાયણથી શ્રેષ્ઠ પતિનું ધ્યાન કરે. ॥ ૫–૬ ॥

परक्रीडां च सततं नहि पश्यति सुव्रता ॥
यद्भक्ष्यं स्वामिनां नित्यं तदेवमपि योषिताम् ॥ ७ ॥
नाहि त्यजेत्तु तत्संगं क्षणमेव च सुव्रता ॥
उत्तरे नोत्तरं दद्या त्स्वामिनश्च पतिव्रता ॥ ८ ॥

પતિવ્રતા સ્ત્રી પારકી ક્રીડા જોતી નથી તેમજ સ્વામી જે જમે છે તેજ પોતે ગૃહણ કરે છે; તથા ક્ષણમાત્ર પોતાના પ્રાણપતિથી દૂર રહેવા ઇચ્છતી નથી, અને પતિની સાથે ઉત્તર પ્રત્યુત્તર કરતી નથી. ॥ ૭-૮ ॥

पुत्राणां च शतगुणं स्नेहं कुर्यात्पतिं सती ॥
कुर्याच्चरणसेवां च स्तवनं परितोषणम् ॥ ९ ॥
शुभं दृष्ट्वा सुधातुल्यं कांतं पश्यति सुंदरी ॥
सस्मितं वदनं कृत्वा भक्ति भावेन यत्नतः ॥ १० ॥
(कृष्णजन्मखंड.)

પતિવ્રતા સ્ત્રી પોતાના પુત્ર કરતાં સોગણો સ્નેહ પ્રાણ-પતિ ઉપર રાખે, અને પતિનીજ ચરણસેવા તથા સ્તુતિ કરે તેમજ પ્રસન્ન કરે. પતિવ્રતા સ્ત્રી હસતે મુખે ભકિત-ભાવવડે પોતાના પ્રાણેશને જુએ છે; એટલે જેમ અમૃત જોતાં દૃષ્ટિ તૃપ્ત ન થાય તેમ પતિવ્રતાની દૃષ્ટિ પતિને નીરખતાં તૃપ્ત થતી નથી. ॥૯-૧૦॥ (કૃષ્ણ જન્મખંડ)

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ॥
उपचर्यं स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥११॥
दानप्रभृति या तु स्याद्यावदायुः पतिव्रता ॥
भर्तृलोकं न त्यजति यथैवाऽरुन्धती तथा ॥१२॥
(मनुस्मृति)

પતિ સદાચરણ રહિત હોય, સ્વેચ્છાચારી હોય, સદ્‌ગુણ વિનાનો હોય, તોપણ પતિવ્રતા સ્ત્રી તેવા પતિને દેવ સમાન ગણી સેવા કરે છે. જે સ્ત્રી વાગ્દાન (સંબંધ) થયા પછી જીવતાં સુધી પતિવ્રતા ધર્મ પાળે છે તે સ્ત્રી અરૂંધતીની જેમ પતિલોકનો ત્યાગ કરતી નથી. ॥ ૧૧-૧૨ ॥ (મનુસ્મૃતિ.)

ઈતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે પતિવ્રતાધર્મ નામ તૃતીય પ્રકાશઃ॥

## પ્રકાશ ૪ થો.

# પતિવ્રતા—મહિમા.

पुरुषाणां सहस्रं च सतीं स्त्री च समुद्धरेत् ॥
पतिः पतिव्रतानां च मुच्यते सर्व पातकात् ॥ १ ॥

પતિવ્રતા સ્ત્રી સહસ્ત્ર પેઢીને તારે છે, અને તેનો પતિ સર્વ પાપથી મૂકાય છે. ॥ ૧ ॥

नास्ति तेषां कर्मभोगः सतीनां व्रततेजसा ॥
तयासार्द्धं च निष्कर्मी मोदते हरिमंदिरे ॥ २ ॥

સતીના વ્રતના પ્રભાવથી તેનો સ્વામી કર્મ ભોગવ્યા વિના નિષ્પાપ થઇ વિષ્ણુલોકમાં પોતાની પત્નિ સહિત સુખ ભોગવે છે. ॥૨॥

पृथिव्यां यानि तीर्थानि सतीपादेषु तान्यपि ॥
तेजश्च सर्व देवानां मुनीनां च सतीषु च ॥ ३ ॥

પૃથ્વીમાં જેટલાં તીર્થ છે તે સતીના ચરણમાં છે, અને સર્વ દેવ તથા સર્વ મુનિયોનું તાપસી તેજ પણ સતી સ્ત્રીયોમાં સ્વાભાવિક રહેલું છે. ॥ ૩ ॥

स्वयं नारायणः शंभुर्विधाता जगतामपि ॥
सुराः सर्वे च मुनयो भीतास्ताभ्यश्च संततम् ॥४॥

નારાયણ, મહાદેવ તથા બ્રહ્મા, સર્વ દેવો, અને મુનિયો પતિવ્રતા સ્ત્રીયોથી હમેશાં ભયવાળા રહે છે. ॥ ૪ ॥

सतीनां पादरजसा सद्यः पूता वसुंधरा ॥
पतिव्रतां नमस्कृत्य मुच्यते पातकान्नरः ॥ ५ ॥

સતી સ્રીયોના ચરણની રજથી પૃથ્વી તત્કાળ પવિત્ર થાય છે અને પતિવ્રતાસ્રોને નમન કરવાથી મનુષ્ય પાતકથી મુક્ત થાયછે. ॥૫॥

त्रैलोक्यं भस्मसात्कर्तुं क्षणेनैव पतिव्रता ॥
स्वतेजसा समर्था सा महापुण्यवती सदा ॥ ६ ॥

અતિશય પુણ્યવાળી પતિવ્રતા સ્રી પોતાના તેજના પ્રભાવથી એક ક્ષણમાત્રમાં ત્રણ લોકને ભસ્મ કરવા સમર્થ છે. ॥ ૬ ॥

सतीनां च पतिः साधुः पुत्रो निःशंक एव च ॥
नहि तस्य भयं किंचित् देवेभ्यश्च यमादपि ॥७॥

પતિવ્રતા સ્રીનો પુણ્યવાન સ્વામી તથા પુત્ર શંકા રહિત થાય છે, તેમજ કોઈપણ દેવ તથા યમથી તેને ભય થતો નથી. ॥ ૭ ॥

शतजन्मपुण्यवतां गेहे जाता पतिव्रता ॥
पतिव्रता प्रसूः पूता जीवन्मुक्तः पिता तथा ॥ ८ ॥

( कृष्णजन्मखंड. )

સેંકડો જન્મથી જે પુણ્યવાન હોય તેના ઘરમાં પતિવ્રતા જન્મે છે, પતિવ્રતાની માતા, તેવી પુત્રોના જન્મથી પવિત્ર થાય છે અને પિતા જીવન્મુક્ત થાય છે. ॥ ૮ ॥ ( કૃષ્ણજન્મખંડ. )

पतिव्रतायाश्चरणौ यत्र यत्र स्पृशेद्भुवम् ॥
तत्रेति भूमिर्मन्येत नात्र भारोस्ति पावनी ॥९॥

જ્યાં જ્યાં પતિવ્રતાના ચરણો પૃથ્વીને સ્પર્શ કરે છે, ત્યાં ત્યાં પૃથ્વી એમ માને છે કે મને ભાર થતો નથી પણ પવિત્ર થાઉંછું.

आपः पतिव्रतास्पर्शमभिलष्यंति सर्वदा ॥
अद्य जाड्यविनाशो नो जातास्त्वद्यान्यपावनाः ॥१०॥

પતિવ્રતાના સ્પર્શની જળ પણ ઇચ્છા રાખે છે, અને માને છે કે આજે અમારી જડતા નાશ થઇ અને બીજાને પવિત્ર કરનારાં થયાં. ॥૧૦॥

पितृवंश्यामातृवंश्याः पतिवंश्यास्त्रयस्त्रयः ॥
पतिव्रतायाः पुण्येन स्वर्गसौख्यानि भुंजते ॥११॥

પતિવ્રતાના પુણ્યવડે પોતાના પિતાની ત્રણ પેઢી, માતાની ત્રણ પેઢી અને પતિની ત્રણ પેઢીના વંશજો સ્વર્ગનું સુખ ભોગવે છે. ॥૧૧॥

यथा गंगावगाहेन शरीरं पावनं भवेत् ॥
तथा पतिव्रतादृष्ट्या शुभया पावनं भवेत् ॥१२॥

( काशीखंड )

ગંગાજીમાં નહાવાથી જેમ શરીર પવિત્ર થાય છે તેમજ પતિવ્રતાની પવિત્ર દૃષ્ટિથી શરીર પવિત્ર થાય છે. ॥૧૨॥

( કાશીખંડ )

ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે પતિવ્રતા મહિમા નામ
ચતુર્થ પ્રકાશઃ ॥



॥ ૐ શ્રી ॥

# ॥ यतो धर्म स्ततो जयः ॥

૧–ધર્મનું સ્વરૂપ એવું છે કે તેની લક્ષણા શાસ્ત્રોદ્વારા પણ કરવી દુર્ઘટ છે. ધર્મ સમજવા માટે દ્રવ્યનો ખર્ચ કરવો, એકાદ વચનને વળગી રહેવું, કુતર્કો કરવા, તેમજ અનુમાન કરવું વિગેરે તદ્દન નકામા છે. ધર્મ–અધર્મ, સત્કર્મ–દુષ્કર્મ, સદાચાર–દુરાચાર, એ શી શી વસ્તુઓ છે અને તેના સંસર્ગથી શું પરિણામ આવે એ જાણવું ઘણું જરૂરનું છે. પુરૂષાર્થના તત્વો એજ મહાન્ ધર્મ છે, એવી શાસ્ત્રની આજ્ઞા છે. જો કે અવાન્તર ધર્મો ઘણા છે (આપદ્, પ્રવાસ વિગેરે) પરન્તુ તેનું વિવેચન કરવાથી આ પુસ્તક બહુ મુશ્કેલીથી સમજી શકાય એવું થાય અને જે ઉદ્દેશ છે તેનું ગૌણપણું આવી જાય; એ વિચારથી અવાન્તર ધર્મોનો સમાવેશ આ પુસ્તકમાં કર્યો નથી. શ્રુતિ અને સ્મૃતિમાં કહેલા ધર્મનું પાલન કરવું એ સર્વથા શ્રેય કરવાવાળું છે; તેમાં પણ ખાસ ધ્યાનમાં રાખવાનું કે ફલ ભોગવવાની ઇચ્છાથી ધર્મનું આચરણ (વ્રતાદિક) કરવા કરતાં ફલેચ્છારહિત ધર્મ પાળવો એ ઘણું રૂડું છે; એવું ઐહિક અને આમુષ્મિક શાસ્ત્રના દ્રષ્ટાદર્શનકાર કહે છે કેઃ–

'यतोऽभ्युदयनिश्रेयससिद्धिः सःधर्मः'

(दर्शनकार)

જેનાથી આ લોક અને પરલોકનાં સુખનાં સાધનો સાધી શકાય તેનું નામ ધર્મ. તેટલાજ માટે કર્મકારોએ કહ્યું છે કે;—

"आचारः प्रथमोधर्मः"

આપણે કલ્પનાથી એટલું તો જાણી શકીએ છીએ કે અગ્નિનો સ્પર્શ કર્યાથી દઝાય છે; તેમજ કુપથ્ય કર્યાથી વ્યાધિ ઉત્પન્ન થાય છે વિગેરે કલ્પનાથી જાણી શકીએ છીએ તો શુદ્ધ કર્મમાં, ધર્મ પાળવાના

અંગમાં ઉત્પન્ન થએલ શુભ્ર રજકણો કેમ પ્રતાપી નહિ બને? વિચાર કરશું તો દૃઢ સમજાશે કે આશ્રમીઓનું કલ્યાણ કરવાવાળું ધર્મ પાલન સિવાય એક પણ સાધન નથી. મહાભારતના વનપર્વમાં પણ કહ્યું છે કે;—

आरंभो न्याययुक्तो यः स हि धर्म इतिस्मृतः ॥
अनाचारस्त्वधर्मेति एतच्छिष्टानुशासनम् ॥ १ ॥

( महाभारत )

ન્યાયથી યુક્ત જે આરંભ તેનું નામ ધર્મ કહેલો છે. અને અનાચાર તેજ અધર્મ, એવી મહાન્ પુરૂષોની આજ્ઞા છે.

એ ધર્મના પ્રધાનતત્વને મહાત્માઓએ નવ પ્રકારે વિભાગ કર્યો છે.

" अहिंसासत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः
दानंदयादमः क्षान्तिः सर्वेषां धर्मसाधनम् "

( याज्ञवल्क्यस्मृति )

હિંસા ન કરવી, સાચું બોલવું, ચોરી કરવી નહિ, પવિત્રતા રાખવી, ઇન્દ્રિઓની સ્વતંત્રતા અટકાવવી, પરોપકાર કરવા, દયા રાખવી, મનનું દમન કરવું, તથા ક્ષમાશિલ રહેવું એ પ્રમાણે નવ વિભાગ કરેલા છે. વળી જુવો,

' नहिकल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति '

( श्री भगवद्गीता )

શ્રી ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે હે! તાત હે! અર્જુન શુભ આચરણ કરનાર સદ્ધર્મિ કોઇ પણ વખતે દુર્ગતિને પામતો નથી. તેમજ સ્મૃતિકારોનો પણ મત છે કેઃ—

" विहितादाश्रमाचारादिष्टाप्ति पारलौकिकीम्
प्रसक्तो नरकोऽनिष्टो निषिद्धाचरणेन यः "

( मनुस्मृति )

આશ્રમધર્મ પાળવાથી ઇચ્છીત, પરલોક મળે છે; અને દુરાચારી થવાથી નર્કની પ્રાપ્તિ થાયછે. તો ધર્મ–અધર્મ, સદાચાર–દુરાચાર, શુભ-કર્મ નિંદ્યકર્મ, એઓનાં આચાર પ્રમાણેજ ફલ ભોગવીએ છીએ અને નવા સંસ્કારો બાંધીએ છીએ. તો પછી સ્ત્રી અગર પુરૂષ એવું કોણ હિનભાગિ હોય કે ધર્મપાલન કરી, સદાચારે વર્તિ, શુભ્રકર્મ કરી, શુદ્ધ સંસ્કાર બાંધી આ સંસારનાં અને પરલોકનાં થતાં સુખોમાં અધર્મરૂપ પથ્થર નાંખે ! ધર્માચરણ એ સ્ત્રી પુરૂષોને ( ઉભયને ) પ્રાપ્ત હોઇ પરમ ધર્મ સ્વરૂપ આહ્નિકનાજ વિષયમાં તેનું વિવરણ કરવું યોગ્ય જાણી સ્ત્રીઓને માટે યથાશાસ્ત્ર નિત્યકર્મના ક્રમનો વિસ્તાર કર્યો છે.

ધર્માચરણ એજ મહાન્‌તત્વ, સુખનું સાધન, બંધન તોડનાર, પરમાર્થમાં ગતિ કરવાવાળું અને કલ્યાણકારી છે; માટે દ્વિજ ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ) સ્ત્રીઓએ પોતાના પતિની આજ્ઞા લઇને આહ્નિકમાં બતાવેલું નિત્યકર્મ કરવું.

સંશોધક. પ્રકાશકો.



## પ્રકાશ ૫ મો.

# આહ્નિક.

**આ આહ્નિકપ્રકાશમાં નીચે પ્રમાણે તેના પેટા વિભાગ છે.**

(૧) ઉત્થાન વિધિ. (૨) સ્તવન. (૩) શૌચ વિધિ. (૪) દંતધાવન વિધિ. (૫) પ્રાતઃસ્મરણ. (૬) કેશપ્રસાધન વિધિ. (૭) સ્નાન વિધિ. (૮) પતિઅર્ચન વિધિ. (૯) માંગલ્ય સ્તોત્ર. (૧૦) પ્રાતઃ સૂર્યાર્ઘ્ય પ્રકાર. (૧૧) જપ યજ્ઞ. (૧૨) તુલસી પૂજા. (૧૩) તુલસી સ્તોત્ર. (૧૪) પાર્થિવ પૂજા. (૧૫) નિત્યદાન. (૧૬) મધ્યાહ્નસૂર્યાર્ઘ્ય પ્રકાર. (૧૭) વૈશ્વદેવ. (૧૮) પરિવેષણ વિધિ. (૧૯) ભોજન વિધિ. (૨૦) સાયંસૂર્યાર્ઘ્ય પ્રકાર. (૨૧) દીપસ્થાપન. (૨૨) જપ નિયમ. (૨૩) રાત્રિ સ્તવન. (૨૪) શય્યા પ્રકાર.

### ૧ ઉત્થાન વિધિ.

बुद्ध्वा ब्राह्मे मुहूर्ते निजपतिचरणौ संप्रणम्यास्यमस्य ।
प्रेक्ष्य प्रेम्णाथ नैजं शुभमुकुरतले भूमिमभ्यर्च्य पत्नी ॥
प्रातःस्मृत्यादि कृत्वा पतिपरिचरणं संविधायैव वेणीं ।
संरच्याधाय भाले तिलकमथ गलाऽधो निमज्जेत्सभूषा ॥१॥

( सौभाग्य कल्पद्रुम )

કુળવાન સ્ત્રીએ પ્રતિદિન રાત્રિના ચાર વાગે જાગી પોતાના સ્વામીના ચરણકમળને પ્રણામ કરી તેમનું મુખારવિંદ પ્રેમપૂર્વક જોવું.

પછી પોતાના મુખને સારા અરિસામાં જોવું. ભૂમિ પ્રાર્થના કરવી. પ્રાતઃ સ્મરણાદિ કરી પતિસેવા કરવી ( તેને મધુર સ્વરથી જગાડી દંતધાવનાદિથી સેવા કરવી ) પછી વેણી સાફ કરી અંબોડાવાળી કપાળમાં ચાંદલો કરી અલંકાર અને વસ્ત્ર સહિત કંઠપ્રદેશ સુધી સ્નાન કરવું.

ઉપર કહેલા શ્લોકમાં બ્રાહ્મમુહૂર્તમાં ઉત્થાન વિધિ કહી; પરન્તુ બ્રાહ્મમુહૂર્ત ક્યારે થાય તેની સમજ નીચે પ્રમાણે.

ब्राह्ममुहूर्त्त :

रात्रेः पश्चिमयामस्य मुहूर्त्तो यस्तृतीयकः ॥
स ब्राह्म इति विज्ञेयो विहितः स प्रबोधने ॥१॥

( विष्णुपुराण. )

પરોઢીએ દોઢ કલાક રાત્રિ બાકી રહે ત્યારે ઉઠવું, તે બ્રાહ્મમુહૂર્ત કહેવાય છે. ( વિષ્ણુપુરાણ. )

બ્રાહ્મમુહૂર્તમાં ઉઠી મુખશુદ્ધિ માટે પાણીથી ત્રણ કોગળા કરી પોતાના પતિના ચરણનો સ્પર્શ કરી પતિના મુખનું દર્શન કરવું, અને ત્યાર પછી સ્તવન કરવું. કારણ "કૃષ્ણ જન્મ ખંડ" માં કહ્યું છે કે.

सती स्त्री प्रातरुत्थाय त्यक्त्वा च रात्रिवाससी ॥
भर्तारं च नमस्कृत्य करोति स्तवनं मुदा ॥१॥

( श्री कृष्ण जन्मखंड )

પતિવ્રતા સ્ત્રી સવારમાં ઉઠી રાત્રિનું વસ્ત્ર બદલી પતિને પ્રણામ કરી હર્ષવડે પતિનું સ્તવન (સ્તુતિ) કરે છે. ॥૧॥

**૨ સ્તવન.**

* पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ॥
पतिरेकः परंब्रह्म तस्मै श्रीपतये नमः ॥१॥

ઉપર પ્રમાણે શ્લોકથી પતિની સ્તુતિ કરી પતિવ્રતાસતીસ્ત્રીઓનું સ્મરણ કરવું.

* अहल्या द्रौपदी सीता तारा मंदोदरी तथा ॥
पंचनाम स्मरेन्नित्यं महापातकनाशनम् ॥१॥
उमा उषा च वैदेही रमागंगेति पंचकम् ॥
प्रातरेव स्मरेन्नित्यं सौभाग्यं शोभनं भवेत् ॥ २ ॥

અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા અને મંદોદરી, આ પાંચ નામ હંમેશ સંભારવાથી મહાપાપનો નાશ થાય છે. ॥ ૧ ॥

પાર્વતી, ઉષા ( ઓખા ) સીતા, રમા, ( લક્ષ્મી ) ગંગા આ પાંચનામ પ્રાતઃકાળમાં સંભારવાથી સારૂં સૌભાગ્ય મળે છે. ॥ ૨ ॥

પતિવ્રતાઓનું સ્મરણ કરી, **स्वकरतलाद्यवलोकनम्** ( પોતાના જમણા હાથની હથેલી તથા સારી દર્શન કરવા લાયક વસ્તુઓ જોવી) કારણકે " આચાર પ્રદીપ " નામના ગ્રંથમાં કહ્યું છે.

* कराग्रे वसते लक्ष्मीः करमध्ये सरस्वती ॥
करमूले स्थितो ब्रह्मा प्रभाते करदर्शनम् ॥ १ ॥

[ आचार प्रदीप ]

હાથના અગ્રભાગમાં લક્ષ્મી, મધ્ય ભાગમાં સરસ્વતી તથા મૂળ ભા-

* આ ચિન્હ જે જે સ્થળે આવે તેનું એમ જાણવાનું કે તે મુખ પાઠ કરવાનાં છે.

ગમાં બ્રહ્મા વસે છે; માટે પ્રભાતમાં કર(હાથ) દર્શન કરવું આવશ્યક છે.

### ૩ શૌચ વિધિ.

મળ-મૂત્રત્યાગ કર્યા પછી,

पाणिपाद प्रक्षालनम्-( पादतलेतिस्रोमृत्तिका हस्तयोश्चतस्र इति)

( चन्द्रिका )

મૃત્તિકાથી ત્રણવાર પગ ધોવા અને ચાર વખત હાથ ધોવા કારણકે "આદિત્ય પુરાણ" માં કહ્યું છે.

स्त्री शूद्रयोरर्धमानं शौचं प्रोक्तं मनीषिभिः ॥
दिवाशौचस्य निश्यर्द्धं पथि पादो विधीयते ॥१॥

( आदित्यपुराण. )

શાસ્ત્રકારોએ ત્રિવર્ણ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય)ના શૌચની અપેક્ષામાં સ્ત્રી તથા શૂદ્રને અરધું શૌચ કહેલું છે અને જે દિવસે શૌચનું પ્રમાણ છે તેથી અરધું રાત્રિએ અને તેથી અરધું માર્ગમાં એટલે પ્રવાસમાં જાણવું.

### ૪ દંતધાવન વિધિ.

દંતધાવન ( દાતણ ) કરવાથી શરીર આરોગ્ય રહે છે, કારણકે " અત્રિસંહિતા " માં કહેલું છે.

मुखे पर्युषिते नित्यं भवत्यप्रयतो नरः ॥
दंतधावनमुद्दिष्टं जिह्वोल्लेखनिका तथा ॥१॥

( अत्रिसंहिता )

વાશીમુખ હોય તો મનુષ્ય નિરંતર અનુદ્યોગી (આળસુ) રહે છે;

માટે પ્રથમ પ્રાતઃકાળે દંતધાવન તથા [1]જીહ્વાનો કફ કાઢવાનું (ઉલ-ઉતારવાનું) કહેલું છે.

દંતધાવન કરતી વખતે પહેલાં વનસ્પતિની પ્રાર્થના કરવી.

* आयुर्बलं यशोवर्चः प्रजाः पशून् वसूनि च ॥
ब्रह्मप्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥१॥
( विश्वामित्रकल्प )

હે વનસ્પતિ ! તમે આયુષ્ય, બળ, યશ, તેજ, પ્રજા, પશુઓ, લક્ષ્મી, બ્રહ્મજ્ઞાન (ઇશ્વરની ઓળખાણ) અને બુદ્ધિ અમોને આપો. ॥૧॥

ઉપરના શ્લોકથી વનસ્પતિની પ્રાર્થના કરી પૂર્વદિશામાં બેસી આઠથી બાર આંગળ સુધીના પ્રમાણનું દાતણ લઈ મુખશુદ્ધિ કરવી; કારણ કે દાતણ કર્યા વિના પવિત્રપણું થતું નથી. મુખશુદ્ધિ કરી પાણીથી બાર કોગળા કરવા; ( કોઈ સારૂં પર્વ તથા વ્રત અને ઉ-પવાસના દિવસે મૃતિકાથી મુખશુદ્ધિ કરવી.) અને નીચેના શ્લોકોથી શ્રીસૂર્યનારાયણ, તુલસી તથા ગાયની પ્રાર્થના કરવી.

**सूर्य प्रार्थना.**

* आदित्यस्य नमस्कारं ये कुर्वन्ति दिने दिने ॥
जन्मांतरसहस्रेषु दारिद्र्यं नोपजायते ॥१॥

---

१ जिह्वानिर्लेखनमिति.

जिह्वानिर्लेखनं हैमं राजतं ताम्रजं च वा ॥
पाटितं मृदु तत्काष्टं तेन जिह्वां लिखेत्सुखम् ॥
तज्जिह्वामलवैरस्य दुर्गंधजडताहरम् ॥१॥
( भावप्रकाश )

સોના, રૂપા કે ત્રાંબાની જીભી અથવા કોમળ દાતણને ચીરી તે વડે ઇજા ન આવે તેવી રીતે જીભને ઘસવી; કારણ તે જીભના મેલ, વિરસતા, દુર્ગંધ તથા જડતાનો નાશ કરનાર છે. આ વિધિ વૈદક શાસ્ત્રના ગ્રંથ ભાવપ્રકાશમાં કહેલો છે.

જે મનુષ્યો પ્રતિદિન શ્રીસૂર્યનારાયણને નમસ્કાર કરે છે તેઓને સહસ્ત્ર જન્મમાં દરિદ્રતા આવતી નથી.

तुलसी प्रार्थना.

* महाप्रसादजननी सर्व सौभाग्यवर्धिनी ॥
आधिव्याधिहरा नित्यं तुलसि त्वां नमोस्तुते ॥१॥

મહાપ્રસાદને ઉત્પન્ન કરનારાં ( સુખ–સંપત્તિ કરનારાં ) સર્વ સૌભાગ્યને વધારનારાં તથા ઉદ્વેગ અને વ્યાધિ મટાડનારાં હે તુલસી ! તમને નિરંતર નમસ્કાર છે.

गो प्रार्थना–

* गावो मे अग्रतः सन्तु गावो मे सन्तु पृष्ठतः ॥
गावो मे हृदये सन्तु गवां मध्ये वसाम्यहम् ॥१॥

ગાયો મારા આગળના તથા પાછળના ભાગમાં રહો, તેમજ મારા હૃદય પ્રદેશમાં પણ ગાયોનું સ્મરણ રહો, મારો નિવાસ પણ ગાયોમાં જ છે. ॥ ૧ ॥

આ ઉપર કહ્યા પ્રમાણે શ્રીસૂર્ય, તુલસી તથા ગાયને નમસ્કાર કરી પ્રાતઃ સ્મરણના શ્લોકનો પાઠ કરવો.

૫ પ્રાતઃસ્મરણ.

* प्रातर्नमामि ममस्वामिपदारविन्दम्
संसारपारमधिगन्तुममोघपोतम् ॥
सत्यं पतिव्रतपरालनाभिरामम्
भावेन यामि चरणं शरणं पतेस्तु ॥१॥

સંસાર–સમુદ્ર પાર પામવાને ( તરવાને ) સજ્જડ વહાણ રૂપ મારા સ્વામિનાથના ચરણ કમળને પ્રભાતમાં નમન કરૂં છું, અને

પતિસેવા પરાયણ નારીને આનંદદાયક સ્વામિનાથના ચરણ કમળને નિશ્ચય પૂર્વક પ્રીતિથી શરણે છું. ॥ ૧ ॥

* प्रातः स्मरामि भजतामभयङ्करं तं
प्राक् सर्वजन्मकृतपापभयापहत्यै ॥
यो ग्राहवक्रपतितांघ्रिगजेंद्रघोर
शोकप्रणाशनकरो धृतशङ्खचक्रः ॥१॥

* प्रातः स्मराम्यभयदं खलु भक्तशोक
दावानलं गणविभुं वरकुंजरास्यम् ॥
अज्ञानकाननविनाशनहव्यवाह—
मुत्साहवर्धनमहं सुतमीश्वरस्य ॥२॥

* प्रातः स्मरामि सवितारमनन्तशक्तिं
पापौघशत्रुभयरोगहरं परं च ॥
तं सर्वलोककलनात्मककालमूर्त्तिं
गोकण्ठबंधनविमोचनमादिदेवम् ॥३॥

* प्रातःस्मरामि भजतामभिलाषदात्रीं
धात्रीं समस्तजगतां दुरितापहन्त्रीम् ॥
संसारबंधनविमोचनहेतुभूतां
मायां परां समधिगम्य परस्य विष्णोः ॥४॥

* प्रातः स्मरामि शिवमेकमनन्तमाद्यं
वेदांतवेद्यमखिलं पुरुषं महान्तम् ॥
नामादिभेदरहितं षड्भावशून्यं
संसाररोगहरमौषधमद्वितीयम् ॥५॥

* या श्लोकपंचकमिदं प्रयता पठेत्सा
नित्यं प्रभातसमये युवतिः प्रबुद्धा ॥

संसारवर्णितपतिव्रतसुप्रभावम्
प्राप्य प्रयाति पतिलोकमनन्यसत्त्वम् ॥६॥

**અર્થ**-ઉપરના પાંચ શ્લોકોનો સવારમાં જાગીને જે સ્ત્રી હમેશાં આસ્તાથી પાઠ કરે છે તે સ્ત્રી સંસારમાં પ્રસિધ્ધ પતિવ્રતના પ્રભાવને પામી બીજા (સ્વર્ગાદિ) લોકોના કરતાં વધારે મહાત્મ્યવાળા પતિ-લોકને પામે છે.

## ૬ કેશ પ્રસાધન વિધિ.

કેશ પ્રસાધન (સારી રીતે કાંચકીથી વાળ ઓળવા વિગેરે.)

केशप्रसाधनं चैव कुर्वीत स्नानपूर्वतः ॥
(छांदोग्याह्निकपद्धति)

"છાંદોગ્યાહ્નિક પધ્ધતિ" નામના ગ્રંથમાં કહ્યું છે કે સ્નાન કર્યા પહેલાં કેશપ્રસાધન (માથાની વેણીને તેલ વિગેરેથી પરિપૂર્ણ રાખી સુઘડતા રાખવી) કરવું; કારણકે આ વિધિથી એટલું જાણવાનું છે કે-જ્યારથી ચોટલો વાળવો ત્યારથી કોઇપણ કામમાં છૂટા વાળ રાખવા નહિ. (રાત્રિસ્તવન સુધીમાં વાળ છૂટા થવા દેવા નહિ)

"वेणीबन्धादिकं रचयित्वा हरिद्राकुंकुमाद्यलङ्कारान् धारयेत्"

વેણી ગુંથી અંબોડાવાળી સૌભાગ્ય ચાંડલો કરી આભૂષણો પહેરી સ્નાન કાર્ય વિગેરે કરવું.

કેશ પ્રસાધનવિધિ કર્યા પછી પોતાના પતિને વિનયપૂર્વક જાગૃત કરી તેમને માટે શૌચવિધિમાં તત્પર રહેવું; પછી તેમને દંતધાવન તથા જળ આપવું અને તેમની આજ્ઞા લઇ સવારનું બીજું ઘરનું કામકાજ આટોપી (પુરૂં કરી) પછી પોતે સ્નાન વિધિ કરવી.

### ૭. સ્નાનવિધિ.

દરેક સ્ત્રીએ હમેશાં વસ્ત્ર પહેરી સ્નાન કરવાનો રિવાજ રાખવો. કારણ " બૃહન્નારદીય પુરાણ "માં કહ્યું છે કેઃ-

" न नग्ना स्नानमाचरेत् "

વસ્ત્રરહિત (નગ્ન) સ્નાન કરવું નહિ.

નદી, તળાવ તથા કોઈ સારા જળાશયમાં સ્નાન કરવું; અથવા ઘરે સ્નાન કરવું ત્યારે હમેશાં ગરમ જળથી નહાવું.

સ્નાન કરવા પહેલાં નીચે લખેલાં તીર્થોનું સ્મરણ કરી નહાવું.

* पुष्कराद्यानि तीर्थानि गंगाद्याः सरितस्तथा ॥
आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम ॥१॥

મારા નહાવા વખતે પુષ્કર આદિ પવિત્ર તીર્થો, ગંગાદિ નદીઓ સદા આંહી આવો. ( વાસ કરો. ) ॥ ૧ ॥

* गंगे च यमुने चैव गोदावरि सरस्वति ॥
नर्मदे सिन्धो कावेरि जलेऽस्मिन् सन्निधिं कुरु ॥२॥

હે ગંગા, યમુના, ગોદાવરી, સરસ્વતી, નર્મદા સિંધુ અને કાવેરી તમે સર્વ આ જળમાં સન્નિધ થાઓ ( વાસકરો. ) ॥ ૨ ॥

* नंदिनी नलिनी सीता मालती च मलापहा ॥
विष्णुपादाब्जसंभूता गंगा त्रिपथगामिनी ॥
भागीरथी भोगवती जाह्नवी त्रिदशेश्वरी ॥३॥

ઉપર પ્રમાણેના ગંગાજીના બાર નામ નહાતી વખતે બોલવાં કારણ કે " સ્કંદ પુરાણ" માં શ્રી ગંગાજીએ કહ્યું છે ॥ ૩ ॥

* द्वादशैतानि नामानि यत्र यत्र जलाशये ॥
स्नानोद्यतः स्मरेन्नित्यं तत्रैव निवसाम्यहम् ॥४॥

જ્યાં જ્યાં જળાશયમાં નહાતી વખતે ઉપરના બાર નામ હંમેશાં જે સંભારે છે ત્યાં ત્યાં હું વાસ કરૂં છું. ॥ ૪ ॥

" एतान् श्लोकान् स्मृत्वा आकंठं स्नानमाचरेत् "

ઉપરના શ્લોકો સંભારી પછી કંઠ સૂધી સ્નાન કરવું.

" स्नानानन्तरं धौतवासः कंचुकीं च परिधाय पतिपूजांसमाप्य गृह कृत्याऽविरोधेन पुराणोक्त विधिना नित्यपूजा संक्षेपतः कर्त्तव्या."

સ્નાન કર્યા પછી ધોયેલું વસ્ત્ર અને કાંચળી પહેરી વિધિ પૂર્વક પતિનું અર્ચન ( પૂજન ) કરી ઘરના કામકાજમાં બાધ ન આવે તેમ શાસ્ત્ર પુરાણમાં કહેલી વિધિ વડે સંક્ષેપથી નિત્ય પૂજા કરવી. ( આ પુસ્તકમાં વિધિ સહિત નિત્ય પૂજા સંક્ષેપથી લખી છે )

## ૮ પતિ–અર્ચન વિધિ.

પતિની પૂજનવિધિ " શ્રી કૃષ્ણ જન્મ ખંડ " માં કહેલી છે તે નીચે પ્રમાણે.

गृहकार्यं ततः कृत्वा स्नात्वा धौते च वाससी ॥
गृहीत्वा शुक्लपुष्पं च भक्तितः पूजयेत्पतिम् ॥१॥

ઘરનું કામકાજ કરી લઇ સ્નાન કરી ધોયેલ વસ્ત્ર પહેરી ધોળું પુષ્પ હાથમાં લઇ ભક્તિથી પોતાના પતિની પૂજા કરવી. ॥ ૧ ॥

ધોળું પુષ્પ લઇ પૂજા કરવી તેનું કારણ કે કદાચ પતિને અવકાશ ન હોય તો તેટલી વિધિ કરી લેવી પછી પતિનું ચરણોદક પી લેવું; ત્યાર પછી નિત્ય પૂજા વિગેરે થઇ શકે; બાકી જ્યારે

પતિને અવકાશ હોય ત્યારે સર્વ પૂજાની સામગ્રી તૈયાર કરી નીચેની વિધિથી અનુક્રમે પૂજનનો આરંભ કરવો.

स्नापयित्वा सुपूतेन जलेन निर्मलेन च ॥
तस्मै दत्वा धौतवस्त्रं तत्पादौ क्षालयेन्मुदा ॥२॥

પ્રથમ નિર્મળ અને સારાં પવિત્ર જળથી પોતાના પતિને સ્નાન કરાવી, ધોયેલ વસ્ત્ર પહેરવા આપી સ્ત્રીએ પતિના ચરણ હર્ષ વડે ધોવા. ॥ ૨ ॥

ચરણ ધોયેલું જળ પીવું; કારણ "બૃહન્નારદીય પુરાણ" માં કહ્યું છે.

तीर्थस्नानार्थिनीनारी पतिपादोदकं पिबेत् ॥
शङ्करादपि विष्णोर्वा पतिरेकोऽधिकः स्त्रियाः ॥३॥
( स्कं. पु. बृहन्नारदीय पुराण )

તીર્થ સ્નાનની ઇચ્છાવાળી સ્રીએ પોતાના પતિનું ચરણોદક પીવું, કારણ કે સ્ત્રીઓને શ્રી શંકર અથવા વિષ્ણુથી પણ સર્વ પ્રકારે એક પોતાનો પતિ અધિક છે. ॥ ૩ ॥

आसने वासयित्वा च दत्वा भाले च चंदनम् ॥
सर्वांगलेपनं कृत्वा दत्वा माल्यं गलेऽपि च ॥४॥

આસન ઉપર પતિને બેસાડી લલાટમાં ચંદન કરી સર્વાંગે ચંદન લેપ કરી ગળામાં પુષ્પની માળા પહેરાવવી.

नमः कांताय शांताय सर्वदेवाश्रयाय च ॥
इत्यनेनैव मंत्रेण दत्वा पुष्पं सुवासितम् ॥५॥
पाद्यार्घ्यं धूपदीपौ च फलं नैवेद्यमुत्तमम् ॥
संपूज्य भक्तितः कांतं स्तुत्वा च प्रणमेन्मुदा ॥६॥

"नमः कांताय शांताय सर्वदेवाश्रयाय च" એ મંત્રથી પાદ્ય, અર્ધ્ય, સુવાસિત પુષ્પ, ધૂપ, દીપ, ઉત્તમ-નૈવેદ્ય, ફળ વિગેરે અર્પણ કરવું અને ભક્તિ વડે પતિની પૂજા કરી, સ્તુતિ કરી હર્ષથી નમન કરવું. ॥ ૬ ॥

जलं पूगीफलं शुद्धं तांबूलं च सुवासितम् ॥
दत्वा स्तोत्रं पठेद्यत्नकृतं वै पाठ्यमेव च ॥७॥

પવિત્ર જળ, સુવાસિત તાંબૂલ, સોપારી પતિને અર્પણ કરી પાઠ કરી રાખેલ પતિના સ્તોત્રનો પાઠ કરવો. (પોતાના પતિ પ્રસન્ન થાય તેવાં જે જે સ્તોત્ર, સંગીત વિગેરે યાદ કર્યાં હોય તે બોલવા) ॥ ૭ ॥

૯ માંગલ્ય સ્તોત્ર.

* नमः कांताय भर्त्रे च शिरश्चंद्रस्वरूपिणे ॥
नमः शांताय दांताय सर्वदेवाश्रयाय च ॥१॥
नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥२॥
पंचप्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ॥
ज्ञानाधाराय पत्नीनां परमानंदरूपिणे ॥३॥
पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिरेव महेश्वरः ॥
पतिश्च निर्गुणाधारो ब्रह्मरूप नमोस्तुते ॥४॥
क्षमस्व भगवन् दोषं ज्ञानाज्ञानकृतं च यत् ॥
पत्नीबन्धो दयासिन्धो दासीदोषं क्षमस्व मे ॥५॥

(श्रीकृष्णजन्मखंड.)

"फलश्रुति"

इदं स्तोत्रं महापुण्यं सृष्टयादौ पद्मया कृतम् ॥
सरस्वत्या च धरया गंगया च पुरा व्रज ॥१॥

सावित्र्या च कृतं पूर्वं ब्रह्मणे चापि नित्यशः ॥
पार्वत्या च कृतं भक्त्या कैलासे शंकराय च ॥२॥
मुनीनां च सुराणां च पत्नीभिस्तु कृतं पुरा ॥
पतिव्रतानां सर्वासां स्तोत्रमेतच्छुभावहम् ॥३॥
इदं स्तोत्रं पठेद्वापि शृणुयाद्या पतिव्रता ॥
सा नारी मुच्यते पापात् लभते सर्वं वांछितम् ॥४॥
अपुत्रा लभते पुत्रं निर्धना लभते धनम् ॥
पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत् ॥५॥

**અર્થ**—મારા મસ્તકના મણિરૂપ, નિરંતર ભરણ પોષણ કરનાર, જીતેંદ્રિય તથા શાંત, અને સર્વ દેવોના આશ્રયરૂપ પ્રાણપતિને હું નમસ્કાર કરૂં છું. (૧) બ્રહ્મસ્વરૂપ, સતીના પ્રાણ રૂપ, નમન તથા પૂજન કરવા યોગ્ય, હૃદયના આધાર પ્રાણ વલ્લભને પ્રણામ કરૂં છું. (૨) મારા પાંચે પ્રાણના અધિદેવ, નેત્રના રત્ન, જ્ઞાનના આધાર રૂપ, સ્ત્રીના પરમાનંદરૂપ પતિને હું વંદન કરૂં છું. (૩) પતિ એજ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર અને એજ નિર્ગુણના આધાર બ્રહ્મરૂપ મારા પતિને પ્રણામ છે. (૪) હે ભગવન્ ! પત્નીપર સ્નેહ રાખનાર ! દયા સાગર સ્વામિ ! હું આપના ચરણની દાસી છું; માટે મારાથી જાણે અજાણે જે કાંઈ અપરાધ થયો હોય તે ક્ષમા કરો. (૫)

"ફલ શ્રુતિ"

આ મહા પવિત્ર સ્તોત્ર સૃષ્ટિના આરંભમાં શ્રી નારાયણ પાસે શ્રી મહાલક્ષ્મીએ કરેલ છે; સરસ્વતિ, ભૂદેવી અને ગંગા દેવીએ પણ તેનોજ પાઠ કરેલ છે. (૧) બ્રહ્માજી પાસે શ્રી સાવિત્રી તે સ્તોત્રનો પાઠ કરે છે; શ્રી પાર્વતીજી શ્રી મહાદેવ માટે તેજ સ્તોત્રનો પાઠ નિત્યં કરે છે. (૨) મુનિપત્ની તથા દેવપત્નીઓ પણ આ સ્તોત્રનો પાઠ કરે છે, તેવીજ રીતે પતિવ્રતાઓને આ સ્તોત્ર પરમ કલ્યાણ

કારક છે. (૩) જે પતિવ્રતા સ્ત્રી આ સ્તોત્રને પાઠ કરે અથવા શ્રવણ કરે તે પાપ વિનાની થઇ વાંચ્છિત ફળને પામે છે. (૪) પુત્ર વિનાની પતિવ્રતા સ્ત્રી પુત્રને પામે છે, ધન વિનાની પતિવ્રતા સ્ત્રી ધન મેળવે છે અને જે પતિવ્રતા સ્ત્રી આ સ્તોત્રનો પાઠ કરે છે તેને સર્વ તીર્થમાં સ્નાન કરવાનું ફળ મળે છે. (૫)

## ૧૦ પ્રાતઃ સૂર્યાર્ધ્ય પ્રકાર (નિત્ય પૂજા)

प्रातःकाले तु या नारी दद्यादर्घ्यं विवस्वते ॥
सप्तजन्मसु वैधव्यं सा नारी नैव पश्यति ॥१॥

"व्यासंसहिता" (कल्पतरौहारीत)

[१]પ્રાતઃ કાલમાં જે સ્ત્રી શ્રી સૂર્યનારાયણને અર્ધ્ય આપે છે તે સાત જન્મ સુધી સૌભાગ્યવતી રહે છે.

"आचमनं" ( स्त्रियस्तु आचमनस्थाने उदकेन नेत्रस्पर्शं कुर्वन्ति. )

સ્ત્રીઓ આચમન કરવાને બદલે આંખે જલનો સ્પર્શ કરે છે તો આચમન બરાબર થાય છે, અથવા તો **नमः** શબ્દને અંતમાં બોલી **१ केशवायनमः २ नारायणायनमः ३ माधवायनमः** એ મંત્રથી ત્રણ આચમન કરી **गोविंदायनमः** એ મંત્રથી હાથ ધોવા અને માનસિક ઇષ્ટસમરણ કરવું.

"सौभाग्यतिलकम्"

* रमामपर्णां सावित्रीं वैदेहीं द्रौपदीं च मे ॥
सौभाग्याय नमस्कृत्य कुंकुमं धारयाम्यहम् ॥१॥

---

૧ આ પ્રમાણુથી મધ્યાહ્ન તથા સાયંકાલની પણ અર્ધ્યવિધિ આપી છે તો તે વિધિ બની શકે તો સમયાનુકૂળ કરવી.

મારા સૌભાગ્ય માટે લક્ષ્મી, પાર્વતી, સાવિત્રી, સીતા તથા દ્રૌપદીને નમસ્કાર કરી હું કંકુ ધારણ કરૂં છું.

ઉપરનો શ્લોક બોલી સધવા સ્ત્રીએ કંકુનો ચાંદલો કરવો.

" भस्मधारणम् "

ગૃહસ્થાશ્રમી, યતી અને સ્ત્રીઓને ભસ્મ ધારણ કરવાનો અધિકાર " પ્રયોગપારિજાત " માં કહેલો છે તે નીચે પ્રમાણે.

धार्यं भस्म त्रिपुंड्रं तु गृहिणा जलसंयुतम् ॥
सर्वकालं भवेत्स्त्रीणां यतीनां जलवर्जितम् ॥१॥

( प्रयोगपारिजात )

ગૃહસ્થાશ્રમીએ જળયુક્ત ભસ્મ ધારણ કરવી અને સ્ત્રી તથા સંન્યાસીઓએ જળ વિનાની કોરી ભસ્મ ધારણ કરવી.

* अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोऽपि वा ॥
यः स्मरेत्पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥१॥

ઉપરના શ્લોકથી જળવડે પૂજા સામગ્રી અને શરીરની શુદ્ધતા કરવી.

નીચેના શ્લોકથી જળવડે પ્રોક્ષણ કરી આસનની શુદ્ધિ કરવી.

* पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता ॥
त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥१॥

હે પૃથ્વિદેવી તમને વિષ્ણુએ ધારણ કર્યા છે અને તમે સર્વ લોક ધારણ કરેલા છે; તેમજ તમે મને ધારણ કરો, તથા આસન પવિત્ર કરો.

* " संकल्पः " अद्येत्यादि० मासोत्तमे अमुकमासे ( જે માસ હોય તેનું નામ લેવું. ) अमुकपक्षे ( શુકલ અથવા કૃષ્ણપક્ષ જે

હોય તે ) **अमुकतिथौ** ( જે તિથિ હોય તે બોલવી. ) **अमुकवासरे** ( જે વાર હોય તે બોલવો. ) **ममोपात्तदुरितक्षयार्थं श्री परमेश्वर प्रीत्यर्थं प्रातः सूर्याद्यर्घ्यप्रदानं करिष्ये** એ પ્રમાણે સંકલ્પ કરવો.

ત્યારપછી શ્રી સૂર્યનારાયણની સ્તુતિ નીચેના શ્લોકથી કરવી.

* **नमः सवित्रे जगदेकचक्षुषे**
**जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥**
**त्रयीमयाय त्रिगुणात्मधारिणे**
**विरंचिनारायणशंकरात्मने ॥१॥**

હવે પછી શ્રી સૂર્યનારાયણને ત્રણ અર્ઘ્ય આપવા.

અર્ઘ્ય ( તાંબાના અરધીયામાં જળ, ચંદન, અક્ષત અને પુષ્પ ભેગાં કરવાં. )

" **अर्घ्यमंत्रः** "

* **नमोऽस्तु सूर्याय सहस्रभानवे**
**नमोऽस्तु वैश्वानरजातवेदसे ॥**
**त्वमेव चार्घ्यं प्रतिगृह्ण देव**
**देवाधिदेवाय नमो नमस्ते ॥१॥**

અરધીયું હાથમાં લઈ ઉભા થઇ અર્ઘ્ય મંત્ર ભણી **श्री सूर्य नारायणायनमः एषतेऽर्घ्यः** એ પ્રમાણે બોલી તે અર્ઘ્યનું જળ સૂર્યને નિવેદન કરી તાંબાના તરભાણામાં નાંખવું.

જો સૂર્યોદય થઈ ગયો હોય તો એક અર્ઘ્ય વધારે આપવો. ( ચાર આપવા. )

તરભાણામાં નાંખેલ અર્ઘ્યના જળનો આંખે તથા કાને સ્પર્શ કરવો. ત્યારપછી નીચેના શ્લોકથી ઉભા થઈ હાથ જોડી શ્રી સૂર્યનારાયણનું ધ્યાન કરવું.

* ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती
नारायणः सरसिजासनसंनिविष्टः ॥
केयूरवान्मकरकुंडलवान् किरीटी
हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः ॥१॥

એ પ્રમાણે ધ્યાન કર્યા પછી નામ મંત્રથી એટલે "श्री सूर्यायनमः" એ મંત્રથી યથાશક્તિ માળા ફેરવવી.

* "संपूर्ण संकल्पः" अनेन प्रातः सूर्यार्घ्यप्रदानाख्येन कर्मणा भगवान् श्रीसूर्यनारायणः प्रीयतां नमम ॥

## ૧૧ જપ નિયમઃ

સર્વ યજ્ઞથી જપયજ્ઞને શ્રેષ્ટ કહ્યા છે. કારણ કેઃ—

ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ॥
सर्वे ते जपयज्ञस्य कलां नार्हंति षोडशीम् ॥१॥

( मनुस्मृति )

જેને યજ્ઞ સંજ્ઞા આપવામાં આવે છે તેવા અગ્નિહોત્રના દરેક યજ્ઞો તેમજ વૈશ્વદેવ હોમ-બલી કર્મ, નિત્યશ્રાધ્ધ અને અતિથી પૂજન, એ પાંચ યજ્ઞો જપ યજ્ઞના સોળમે અંશે પણ નથી માટે જપ યજ્ઞને શ્રેષ્ટ કહ્યા છે.

સ્રી તથા પુરૂષ બન્નેને જપ યજ્ઞ કરવો આવશ્યક છે; કારણ "લઘુહારીત સ્મૃતિ" માં કહ્યું છે કેઃ—

जपेन देवता नित्यं स्तूयमाना प्रसीदति ॥
प्रसन्ने विपुलान् गोत्रान् प्राप्नुवन्ति मनीषिणः ॥१॥

( लघुहारीतस्मृति )

જપયજ્ઞથી સ્તુતિ કરાયેલા દેવો અહર્નિશ પ્રસન્ન રહે છે, અને તેમની કૃપાથી મનુષ્યો વિસ્તારવાળી સંતતિને પામે છે.

**विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः ॥**
**उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसःस्मृतः ॥१॥**

**( मनुस्मृति. )**

વિધિયજ્ઞ ( યજ્ઞ યાગાદિ ) કરતાં જપયજ્ઞ દશગણો ઉત્તમ છે અને ( ઉપાંશુ ) ધીમેથી મંનન કરી જપ કર્યો હોય તો સોગણો ઉત્તમ છે તથા ( માનસ ) મનમાં ચિંત્વન કરી જપ કર્યો હોય તો હજાર ગણો ઉત્તમ છે. ( મનુસ્મૃતિ. )

**“ આચમન ”**

જપના આરંભમાં ( ૧ ) “ કેશવાય નમઃ ( ૨ ) નારાયણાય નમઃ ( ૩ ) માધવાય નમઃ ” એ પ્રમાણે ત્રણ આચમન કરી “ ગોવિંદાય નમઃ ”એ મંત્રથી હાથ ધોઇ પછી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

* **“ જપસંકલ્પઃ ”**

**अद्येत्यादि॰ अमुकमासे** ( જે માસ હોય તેનું નામ લેવું ) **अमुक पक्षे** ( શુકલ અથવા કૃષ્ણ પક્ષ જે હોય તે ) **अमुकतिथौ** ( જે તિથિ હોય તે બોલવી ) **अमुक वासरे** (જે વાર હોય તે બોલવો) **श्री परमेश्वर प्रीत्यर्थं यथाशक्ति अमुक मंत्र जपमहंकरिष्ये.**

સ્ત્રીઓએ પતિ દ્વારા ઉપદેશ લઈ જે મંત્ર આપ્યો હોય તે મંત્રથી ન્યાસ કરી પછીથી પોતાની અવકાશ પ્રમાણે જપ કરવો, ઉપદેશ મંત્ર ન હોય તો પતિની આજ્ઞાલઇ જે દેવના ઉપર અનન્ય શ્રદ્ધા હોય તે દેવના નામ મંત્રથી માળા ફેરવવી અથવા માત્ર **“शिवायनमः”** એ પંચાક્ષર મંત્રનો જપ કરવો. ( ષડાંગ ન્યાસ ) જે મંત્રનો જપ કરવો હોય તે મંત્રથી હાથના દરેક આંગળામાં તથા હૃદય, મસ્તક,

વેણી, બન્ને ખભા, નેત્ર એ પ્રમાણે ન્યાસ કરી (તે તે સ્થળે હાથનો સ્પર્શ કરી) જમણા હાથથી ડાબા હાથમાં તાળી પાડવી આ પ્રમાણે ષડાંગ ન્યાસ કર્યા પછી યથા શક્તિ જપ કરવો.

માળા વિશેષ ન કરી શકાય તો એક માળા તો અવશ્ય કરવી. જપ કરી રહ્યા પછી ધ્યાન કરવું ત્યાર બાદ જપ નિવેદનનો સંકલ્પ કરવો.

ध्यानं ॥

* ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारुचंद्रावतंसं
रत्नाकल्पोज्ज्वलांगं परशुमृगवरा भीतिहस्तंप्रसन्नम् ॥
पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिंवसानं
विश्वाद्यं विश्ववंद्यं निखिलभयहरं पंचवक्रं त्रिनेत्रम् ॥१॥

" સંકલ્પઃ "

* अनेन यथाशक्तिजपाख्येन कर्मणा भगवान् श्री परमेश्वरः प्रीयतां नमम.

**૧૨ તુલસી પૂજા.**

" आचमनं "

(૧) " કેશવાય નમઃ (૨) નારાયણાયનમઃ (૩) માધવાયનમઃ " એમંત્રથી ત્રણ આચમન કરી " ગોવિંદાયનમઃ " બોલી હાથ ધોઇ નાંખવા.

" नेत्रयोरुदकस्पर्शनम् "

" विष्णवेनमः " એમ બોલી આંખે પાણી અડાડવું

* " मंगलोच्चारणम् "

श्रीमन्महागणाधिपतयेनमः श्रीलक्ष्मीनारायणाभ्यांनमः श्रीउमामहेश्वराभ्यांनमः वाणीहिरण्यगर्भाभ्यांनमः शचीपुरंदराभ्यांनमः इष्ट-

देवताभ्योनमः कुलदेवताभ्योनमः ग्रामदेवताभ्योनमः स्थानदेवताभ्योनमः वास्तुदेवताभ्योनमः मातापितृचरणकमलेभ्योनमः पतिचरणारविंदाभ्यांनमः सर्वेभ्यो देवेभ्यो नमः सर्वेभ्यो ब्राह्मणेभ्यो नमोनमः निर्विघ्नमस्तु पुण्यं पुण्याहं दीर्घमायुरस्तु.

तदेव लग्नं सुदिनं तदेव ताराबलं चंद्रबलं तदेव ॥
विद्याबलं दैवबलं तदेव लक्ष्मीपते तेंऽघ्रियुगं स्मरामि ॥१॥
विनायकं गुरुं भानुं ब्रह्माविष्णुमहेश्वरान् ॥
सरस्वतीं प्रणम्यादौ सर्वकार्यार्थसिद्धये ॥२॥

" संकल्प : "

* अद्येत्यादि० मासोत्तमे अमुकमासे ( જે માસ હોય તેનું નામ લેવું. ) अमुकपक्षे ( શુક્લ અથવા કૃષ્ણપક્ષ જે હોય તે, ) अमुकतिथौ ( જે તિથિ હોય તે બોલવી. ) अमुकवासरे ( જે વાર હોય તે બોલવો. ) मम आत्मनः पुराणोक्तफलप्राप्त्यर्थं तथा च मम भर्त्रासह अखंडितसुखसौभाग्यसंतत्यायुरारोग्यैश्वर्याभिवृद्धिद्वारा श्रीतुलसीदेवताप्रीत्यर्थं वृंदावने तुलसीपूजनमहं करिष्ये.

એ પ્રમાણે બોલી આચમનીમાં જળ, ચંદન, અક્ષત લઈ તરભાણામાં જળ છોડી દેવું.

" कलशपूजनम् "

* कलशस्थवरुणदेवतायैनमः सकलपूजापरिपूरणार्थे गंधाक्षतपुष्पाणि समर्पयामि अस्मिन्कलशेसर्वाणितीर्थान्यावाहयामि स्थापयामि कल्पयामि नमस्करोमि.

ઉપરના મંત્રથી કલશમાં ચંદન પુષ્પ નાંખી વરૂણ દેવતા અને તીર્થનું આવાહન કરી નમસ્કાર કરવો.

(तुलसीदलेन कलशोदकं गृहीत्वा पूजाद्रव्याणिसंप्रोक्ष्य तद्वदात्मानं संप्रोक्षयेत्)

તુલસીદલથી કલશનું જળ લઈ પૂજા સામગ્રીને તથા પોતાના શરીર ઉપર પ્રોક્ષણ કરવું.

( गरुडघण्टापूजनम्. )

* घंटास्थाय गरुडायनमः सकलपूजार्थे गंधपुष्पं समर्पयामि नमस्करोमि.

એમ બોલી ગરૂડઘંટા (ટોકરી) ને નવરાવી ચંદન પુષ્પ ચડાવી નમસ્કાર કરવો.

( दीपपूजनम् )

* दीपस्त्वं ब्रह्मरुपोऽसि ज्योतिषां प्रभुरव्ययः ॥
सौभाग्यं देहि पुत्रांश्च सर्वान्कामांश्च देहिमे ॥१॥

दीपदेवताभ्योनमः सकलपूजार्थे गंधाक्षतपुष्पाणि समर्पयामि

એમ બોલી ચંદન, અક્ષત, પુષ્પ દીવાને ચડાવી નમસ્કાર કરવો.

( श्रीतुलसीध्यानम् )

* ध्यायेच्च तुलसीं देवीं श्यामां कमललोचनाम् ॥
प्रसन्नां पद्मवदनां वराभयचतुर्भुजाम् ॥१॥
कीरीटहारकेयूरकुंडलादिविभूषणाम् ॥
धवलांकुशसंयुक्तां पद्मासननिषेविताम्
प्रियां च सर्वदा विष्णोः सर्वदेवनमस्कृताम् ॥२॥

* श्रीतुलस्यैनमः ध्यायामि ( એ પ્રમાણે બોલી ધ્યાન કરવું. )

* श्रीतुलस्यैनमः आवाहनार्थे अक्षतान् समर्पयामि ( આવાહન માટે અક્ષત ચડાવવા )

* श्रीतुलस्यैनमः आसनार्थे पुष्पं समर्पयामि ( આસન માટે પુષ્પ ચડાવવું. )

* श्रीतुलस्यैनमः पाद्योःपाद्यंसमर्पयामि (તુળસીના મૂળમાં ચંદન નાખેલું જળ ચડાવવું. )

* श्रीतुलस्यैनमः हस्तयोरर्घ्यं समर्पयामि ( આચમનીમાં જળ, ચંદન, અક્ષત તથા પુષ્પ નાંખી ચડાવવું. )

* श्रीतुलस्यैनमःआचमनीयं समर्पयामि(આચમની ભરી જળ રેડવું.)

*श्रीतुलस्यैनमः स्नानं समर्पयामि(તુળસીના મૂળમાં જળ સીંચવું.)

* पंचामृतं मयानीतं पयोदधि घृतं मधु ॥
सहशर्करया देवि स्नानार्थं प्रतिगृह्यताम् ॥१॥

* श्रीतुलस्यैनमः पंचामृतस्नानं समर्पयामि [ ઉપરનો મંત્ર બોલી પંચામૃત (દૂધ, દહીં, ઘી, મધ, સાકર.) અથવા જળ ચડાવવું. ]

* श्रीतुलस्यैनमः तीर्थोदकं समर्पयामि ( તીર્થની ભાવનાથી આચમની ભરી જળ આપવું. )

* श्रीतुलस्यैनमः गंधोदकस्नानं समर्पयामि (આચમનીમાં જળ તથા ચંદન નાંખી ચડાવવું. )

* श्रीतुलस्यैनमः गंधं पुष्पं, धूपं दीपं नैवेद्यम् समर्पयामि ( ચંદન, પુષ્પ, ધૂપ, દીપ નૈવેદ્ય ( पंचोपचार ) અર્પણ કરી " निर्माल्यं विसृज्य " તુલસી ઉપરથી એક ચડાવેલું પુષ્પ લઇ ઉત્તર દિશા તરફ મૂકી ફરીને ચંદન પુષ્પ ચડાવી નીચેના મંત્રથી અભિષેક કરવો ( જળસિંચન કરવું. )

* " अभिषेकः "

कृष्णा सरस्वती काली तुंगभद्रा शची तथा ॥
भागीरथी पार्वती च रमा नारायणी कृपी ॥१॥
सुभद्रा द्रौपदी साध्वी माता चैवाप्यरुन्धती ॥
सावित्री कालिकाऽहल्या स्नापयिष्यन्तु सर्वदा ॥२॥
आभिः कृताभिषेका त्वं ददासि गुरुसौभगम् ॥
अतस्त्वां स्नापयिष्यामि तुलसि विष्णुवल्लभे ॥३॥
शांतिः शांतिः सुशांतिर्भवतु, अमृताभिषेकोऽस्तु.

* श्रीतुलस्यैनमः महाभिषेकस्नानं समर्पयामि

( હવે અભિષેક પૂરો કરી આચમની ભરી જળ છોડવું. )

* श्रीतुलस्यैनमः वस्त्रं समर्पयामि ( તુળસીને વસ્ત્ર અથવા તેને બદલે સુતર-નાડાછડી કે અક્ષત, પુષ્પ ચડાવવાં. )

* श्रीतुलस्यैनमः कंचुकीमुपवस्त्रं समर्पयामि ( કંચુકી ઉપવસ્ત્રને બદલે અક્ષત ચડાવવાં )

* श्रीतुलस्यैनमः चंदनं समर्पयामि ( ચંદન ચડાવવું. )

* श्रीतुलस्यैनमः अक्षतान् समर्पयामि ( અક્ષત ચડાવવા. )

* श्री तुलस्यैनमः पुष्पाणि समर्पयामि ( પુષ્પ ચડાવવા. )

* श्रीतुलस्यैनमः सौभाग्यद्रव्यं समर्पयामि ( અબીલ, ગલાલ, કંકુ, હળદર તથા કાજળ ચડાવવું. )

* श्री तुलस्यैनमः धूपमाघ्रापयामि ( ધૂપ કરવો. )

* श्रीतुलस्यैनमः दीपं दर्शयामि ( દીવાને ચંદન પુષ્પ ચડાવવાં. )

* श्रीतुलस्यैनमः नैवेद्यं समर्पयामि ( સાકર વિગેરેનું નૈવેદ્ય ધરવું અને નીચેના મંત્રથી જમાડવાની ભાવના કરવી. )

" प्राणायनमः अपानायनमः व्यानायनमः समानायनमः उदानायनमः

" श्रीतुलस्यैनमः नैवेद्यान्ते आचमनं १ मध्येपानीयं २ उत्तरापोशनं ३ हस्तप्रक्षालनं ४ मुखप्रक्षालनं ५ करोद्वर्त्तनार्थे चंदनं समर्पयामि (પાંચ આચમની ભરી પાણી છોડવું ને ચંદન ચડાવવું.)

" श्रीतुलस्यैनमः फलतांबूलं हिरण्यदक्षिणां समर्पयामि.

ફળ–સોપારી, તાંબૂલ (પાન) અને યથાશક્તિ દક્ષિણા અર્પણ કરવી.

( कर्पूरारार्तिक्यम् )

* नीराजयामि सततं हरिवल्लभे वै
कर्पूरवर्त्तिभिरलं सुखदायके त्वां ॥
पादौ भजाम्यविरतं तव देवि माये
वंशाय सौख्यमपि देहि वलं च पूर्ण ॥१॥

* श्रीतुलस्यैनमः आरार्त्तिकं समर्पयामि ( ઉપરના મંત્રથી આરતી કરી તુલસીને વંદન કરાવી પોતે વંદન કરવું. )

* श्रीतुलस्यैनमः प्रदक्षिणां समर्पयामि

* यानि कानि च पापानि जन्मांतरकृतानि च ॥
तानि सर्वाणि नश्यंति प्रदक्षिणं पदे पदे ॥१॥

( ઉપરના મંત્રથી તુલસીની પ્રદક્ષિણા કરવી. )

( मंत्रपुष्पांजलीः )

* विष्णुप्रियकरे देवि तुलसि सुखदायके ॥
पुष्पांजलीं प्रयच्छामि पत्युरायुष्यवर्द्धके ॥१॥

श्री तुलस्यैनमः मंत्रपुष्पांजलीयुक्तनमस्कारं समर्पयामि
( મંત્ર પુષ્પાંજલી એટલે પુષ્પ, ચંદનવાળુ કરી ચડાવી નમસ્કાર કરવો.

( विशेषार्घ्यः )

" श्रीतुलस्यैनमः विशेषार्घ्यं समर्पयामि(આચમનીમાં જળ, ચંદન, પુષ્પ અને સોપારી અથવા અક્ષત લઈ તુલસી ઉપર ચડાવવાં.)

( प्रार्थना )

* सौभाग्यं संततिं देहि धनं धान्यं च मे सदा ॥
आरोग्यं शोकशमनं कुरु मे माधवप्रिये ॥१॥
अभीष्टफलसिद्धिं च सदा देहि हरिप्रिये ॥
देवैस्त्वं निर्मिता पूर्वमर्चितासि मुनीश्वरैः ॥२॥
अतो मां सर्वदा भक्त्या कृपादृष्ट्या विलोकय ॥
पत्युरायुष्यभाग्यं च सदा देहि हरिप्रिये ॥३॥
पूतनाभयसंत्रासात् रक्षितश्च यथाहरिः ॥
तथा संसारसंत्रासाद्रक्ष मे वंशमुत्तमम् ॥४॥

" श्री तुलस्यैनमः प्रार्थनां समर्पयामि ( નમસ્કાર કરવા. )

( अर्पणम् )

" अनेन यथाशक्त्या पूजेनेन श्री तुलसी देवता प्रीयतां नमम ( એમ બોલી સમાપ્તિનો સંકલ્પ એટલે આચમની ભરી જળ મૂકવું. )

ઉપર કહેલા પૂજાના પ્રકારમાં પૂજા સામગ્રી કોઇ વખત ન મળી શકે તો યથાવકાશે મંત્ર ભણી દરેક ઉપચાર જળ, ચંદન તથા અક્ષતથી પણ થઇ શકે છે.

इति तुलसी पूजा समाप्ता.

## ૧૩ શ્રી તુલસી સ્તોત્રમ્

॥ श्रीगणेशायनमः ॥

* जगद्धात्रि नमस्तुभ्यं विष्णोश्च प्रियवल्लभे ॥
यतो ब्रह्मादयो देवाः सृष्टिस्थित्यंतकारिणः ॥१॥

नमस्तुलसि कल्याणि नमो विष्णुप्रिये शुभे ॥
नमो मोक्षप्रदे देवि नमः संपत्प्रदायिके ॥२॥

तुलसी पातु मां नित्यं सर्वापद्भ्योऽपि सर्वदा ॥
कीर्तितापि स्मृता वापि पवित्रयति मानवं ॥३॥

नमामि शिरसा देवीं तुलसीं विलसत्तनुम् ॥
यां दृष्ट्वा पापिनो मर्त्या मुच्यन्ते सर्व किल्बिषात् ॥४॥

तुलस्या रक्षितं सर्वं जगदेतत् चराचरम् ॥
या विनिर्हन्ति पापानि दृष्ट्वा वा पापिभिर्नरैः ॥५॥

नमस्तुलस्यतितरां यस्यै बद्ध्वा बलिं कलौ ॥
कलयंति सुखं सर्वं स्त्रियो वैश्यास्तथापरे ॥६॥

तुलस्या नापरं किंचित् दैवतं जगतीतले ॥
यया पवित्रितो लोको विष्णुसंगेन वैष्णवः ॥७॥

तुलस्याः पल्लवं विष्णोः शिरस्यारोपितं कलौ ॥
आरोपयाति सर्वाणि श्रेयांसि वरमस्तके ॥८॥

तुलस्यां सकला देवा वसन्ति सततं यतः ॥
अतस्तामर्चयेल्लोके सर्वान्देवान् समर्चयन् ॥९॥

नमस्तुलसि सर्वज्ञे पुरुषोत्तमवल्लभे ॥
पाहि मां सर्वपापेभ्यः सर्वसम्पत्प्रदायिके ॥१०॥

इति स्तोत्रं पुरा गीतं पुंडरीकेण धीमता ॥
विष्णुमर्चयता नित्यं शोभनैस्तुलसीदलैः ॥११॥
तुलसी श्रीमहालक्ष्मीर्विद्याविद्या यशस्विनी ॥
धर्म्या धर्मानना देवी देवदेवमनः प्रिया ॥१२॥
लक्ष्मीप्रियसखी देवी द्यौर्भूमीरचला चला ॥
षोडशैतानि नामानि तुलस्याः कीर्तयन्नरः ॥१३॥
लभते सुतरां भक्तिमन्ते विष्णुपदं लभेत् ॥
तुलसी भूर्महालक्ष्मीः पद्मिनी श्रीहरिप्रिया ॥१४॥
तुलसि श्रीसखिशुभे पापहारिणि पुण्यदे ॥
नमस्ते नारदनुते नारायणमनःप्रिये ॥१५॥

॥ इति श्री पुण्डरीककृतं तुलसीस्तोत्रं सम्पूर्णम् ॥

## § ૧૪ પાર્થિવપૂજા.

आयुष्मान् बलवान् श्रीमान् पुत्रवान् धनवान् सुखी ॥
वरमिष्टं लभेल्लिंगं पार्थिवं यः समर्चयेत् ॥
तस्मात्तु पार्थिवं लिंगं ज्ञेयं सर्वार्थसाधकम् ॥१॥

( नंदीपुराण )

જે મનુષ્ય પાર્થિવેશ્વર ચિંતામણીને પૂજે છે તે આયુષ્ય, બળ, કાંતિ, પુત્ર, ધન, ઇચ્છીત વરદાન ને સુખ પામે છે; તે માટે પાર્થિવેશ્વરનું બાણ સર્વ અર્થને આપવાવાળું જાણવું.

§ ધર્મશાસ્ત્ર કે જે " નારદીયપુરાણ, વિષ્ણુધર્મ, સ્કંદપુરાણ, વારાહપુરાણ, અને પ્રયોગ–પરિજાત " નામના છે. તેમાં સ્ત્રીઓને સ્થાપિત નર્મદેશ્વરનું બાણ તથા શાલિગ્રામનો સ્પર્શ કરવાથી પ્રત્યવાય ( પ્રાયશ્ચિત ) લાગેછે તેનાં પ્રમાણો છે; તોપણ આધુનિક પ્રચાર જોતાં અનન્ય શ્રદ્ધાળુ સ્ત્રીવર્ગ શિવલિંગની પૂજનમાં પ્રવૃત્ત છે, તેને માટે " ધર્મ સિંધુ " માં કહ્યું છે કે.

" नमोऽन्तेन शिवेनैव स्त्रीणां पूजा विधीयते " ॥

( तिथितत्व, स्कंदपुराण )

મંત્રની પછી નમઃ એવો શબ્દ ( શિવાયનમઃ ) બોલી સ્ત્રીઓને પાર્થિવ પૂજન કરવાનો વિધિ તિથિતત્વ તથા સ્કંદપુરાણમાં કહેલો છે. ( विधि ) પવિત્ર ભૂમિની મૃત્તિકા લેવા જવું, ત્યાં જઇ નીચેના મંત્રથી ભૂમિનું પૂજન કરવું.

* भूम्यैनमः सकलोपचारार्थे गंधाक्षतपुष्पाणि समर्पयामि

એમ બોલી પૃથ્વીનાઉપર ચંદન, અક્ષત ચડાવવાં.

*[मृदाहरणम्] हरायनमः એ પ્રમાણે બોલી પાર્થિવેશ્વર માટે જોઇએ તેટલી મૃત્તિકા લેવી અથવા એક સાથે લઈ આવી રાખી મૂકવી.

પૂજનના આરંભમાં [1]આચમન કરી સંકલ્પ કરવો.

* ( संकल्पः ) अद्येत्यादि० [2]अमुकमासे अमुकपक्षे, अमुक-

---

" पुराणप्रसिद्धजीर्णलिंगं स्त्रीशूद्रैरपि पूज्यम् "

( धर्माब्धि )

સ્ત્રી તથા શૂદ્રોએ, વિશ્વેશ્વર આદિ જ્યોતિર્લિંગ સ્વયંભુ શિવલિંગની પૂજા કરવી.
" **વારાહ પુરાણ** " માં પણ કહ્યું છે કે.

सर्ववर्णैस्तु संपूज्याः प्रतिमाः सर्वदेवताः ॥
लिंगान्यपितु पूज्यानि मणिभिः कल्पितानि च ॥१॥

( वाराहपुराण )

સર્વ વર્ણે પ્રતિમારૂપ સર્વ દેવતાઓનું પૂજન કરવું અને સ્ફટિકમણિ, વાળુકા, મૃત્તિકા વિગેરેથી પોતે કલ્પિત શિવલિંગની પણ પૂજા કરવી.
" તિથિતત્વ તથા ભવિષ્યોત્તર–પુરાણ " નું પણ પ્રમાણ એવું છે કે.

૧ આચમનનો વિધિ સૂર્યાર્ધ્ય પ્રકારમાં છે તે પ્રમાણે.
૨ માસ, પક્ષ, તિથિ, વાર જે હોય તે બોલવાં.

**तिथौ अमुकवासरे [1]अखंडसौभाग्यपुत्रपौत्रादिफलप्राप्त्यर्थं श्रीसांब-सदाशिवप्रीत्यर्थं पार्थिवेश्वरपूजनमहं करिष्ये**

એ પ્રમાણે સંકલ્પ કરી,

*(**संघट्टनं**) **महेश्वरायनमः** એ મંત્રથી મૃત્તિકાના પાર્થિવેશ્વર બનાવવા.

*(**प्रतिष्ठापनं**) **शूलपाणयेनमः** આ મંત્ર વડે પ્રતિષ્ઠા કરવી એટલે પાર્થિવના બાણ ઉપર [2]અક્ષત ચડાવવા.

*(**आवाहनं**) **पिनाकधृषेनमः** એમ બોલી અક્ષત ચડાવી નીચેના મંત્રથી આવાહન કરવું.

*** स्वामिन्सर्वजगन्नाथ यावत्पूजावसानकम् ॥**
**तावत्त्वं प्रीतिभावेन बाणेऽस्मिन्सन्निधो भव ॥१॥**

---

मृद्भस्मगोशकृत्पिष्टताम्रकांस्यमयं तु वा ॥
कृत्वा लिंगं सकृत्पूज्य वसेत्कल्पायुतं दिवि ॥२॥

( तिथितत्व, भविष्योत्तर पु० )

મૃત્તિકા, ભસ્મ, ગોમય, પિષ્ટ, તામ્ર તથા કાંસું વિગેરેથી શિવલિંગ કરી તેની એક વાર પૂજા કરનાર દશ હજાર કલ્પ પર્યંત સ્વર્ગમાં વસે છે.

વળી " લિંગપુરાણમાં કહ્યું છે કે, "

कृते मणिमयं लिंगं त्रेतायां हेमसंभवम् ॥
द्वापरे पारदं श्रेष्टं पार्थिवं तु कलौ युगे ॥
सर्ववर्णाश्रमाणां तु कलौ पार्थिवमेव हि ॥१॥

( लिंगपुराण )

१ વિધવા સ્ત્રીએ श्रुतिस्मृतिपुराणोक्तफलप्राप्त्यर्थं એ પ્રમાણે સંકલ્પમાં બોલવું.
२ અક્ષત ચડાવ્યા સિવાય પૃથ્વી ઉપર બાણ મૂકવાથી તે પૂજન નિષ્ફળ જાયછે.

*( षोडशोपचाराः ) शिवायनमः આ મંત્રથી દરેક સોળ ઉપચાર કે જે તુલસી પૂજામાં બતાવેલા છે તે કરવા [ " તુલસ્યૈનમઃ " તેની જગ્યાએ " શિવાયનમઃ " એમ બોલવું, અને પછી ઉપચાર કરવો. ૧ આવાહન. ૨ આસન. ૩ પાદ્ય ૪ અર્ઘ્ય. ૫ આચમનીય. ૬ સ્નાન ( પંચામૃતસ્નાન–અભિષેક ) ૭ વસ્ત્ર. ૮ યજ્ઞોપવીત. ૯ ચંદન [ અક્ષત–સૌભાગ્ય દ્રવ્ય ( અબીલ ગલાલ ) ] ૧૦ પુષ્પ (બિલ્વપત્ર ) ૧૧ ધૂપ. ૧૨ દીપ. ૧૩ નૈવેદ્ય ( ફળ, તાંબૂલ, દક્ષિણા. ) ૧૪ નમસ્કાર.

ઉપર જણાવેલા ઉપચાર વિગેરેની પૂજા થયા પછી નીચેના શ્લોકથી આરતી કરવી.

( आरार्त्तिक्यम् )

* कर्पूरगौरं करुणावतारं संसारसारं भुजगेंद्रहारम् ॥
सदावसंतं हृदयारविंदे भवं भवानीसहितं नमामि ॥२॥

*( प्रदक्षिणा ) शिवायनमः એ પ્રમાણે બોલી જળવતી (૧૫) પ્રદક્ષિણા કરી વંદન કરવું.

*(१६ मंत्रपुष्पांजली) शिवायनमः એમ બોલી પુષ્પ ચડાવવાં.

---

કૃતયુગમાં મણીનું, ત્રેતામાં સુવર્ણનું, દ્વાપરમાં પારાનું તથા કલિયુગમાં પાર્થિવ, લિંગ પૂજવાને શ્રેષ્ઠ કહ્યું છે અને સર્વ વર્ણને માટે કલિયુગમાં પાર્થિવ –પૂજન શ્રેષ્ઠ છે. તેમજ " વિશ્વેશ્વરસંહિતા " માં કહ્યું છે કે—

स्त्रीणां तु पार्थिवं लिंगं सभर्तृणां विशेषतः ॥
पूजार्हं च सदा ज्ञेयं सर्वकामार्थदायकम् ॥२॥

( विश्वेश्वरसंहिता )

સધવા સ્ત્રીને નિરંતર સર્વ કામનાને આપવાવાળું પાર્થિવલિંગનું પૂજન યોગ્ય જાણવું. આવા કારણથીજ પાર્થિવપૂજનનો વિધિ લખવો ઉચિત જણાયો છે.

" अष्टमूर्त्तिरीशानादि वामावर्त्तेन पूजयेत् "

( नंदीपुराण )

[1] પછી નીચે પ્રમાણે મંત્ર બોલી [2] આઠે દિશામાં ચંદન અક્ષત અને પુષ્પ વેરવા ( હાથમાં પાર્થિવનું બાણ હોય તેની ફરતાં આઠે દિશાની કલ્પના કરવી. )

* शर्वाय क्षितिमूर्त्तये नमः ( પૂર્વ. )
भवाय जलमूर्त्तये नमः ( ઈશાન )
रुद्राय अग्निमूर्त्तये नमः ( ઉત્તર. )
उग्राय वायुमूर्त्तये नमः ( વાયવ્ય. )
भीमाय आकाशमूर्त्तये नमः ( પશ્ચિમ )
पशुपतये यजमानमूर्त्तये नमः ( નૈરૃત )
महादेवाय सोममूर्त्तये नमः ( દક્ષિણ )
ईशानाय सूर्यमूर्त्तये नमः ( અગ્નિ )

* ( विशेषाऽर्घ्यः ) शिवायनमः એ મંત્રથી આચમનીમાં જળ, ચંદન, અક્ષત તથા પુષ્પ લઈ બાણ ઉપર ચડાવવું.

નીચેના શ્લોકથી પ્રાર્થના કરવી.

( प्रार्थना )

* आवाहनं न जानामि न जानामि तवार्चनम् ॥
पूजां चैव न जानामि क्षमस्व परमेश्वर ॥१॥
अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ॥
तस्मात्कारुण्यभावेन रक्ष त्वं पार्थिवेश्वर ॥२॥

---

૧ આ અષ્ટમૂર્તિની પૂજા ષોડશોપચારમાં અક્ષત ચડાવતી વખતે પણ થઇ શકે છે.

૨ આ આઠે દિશાની પૂજા ડાબા હાથ તરફથી (અવળી પ્રદક્ષિણાથી) કરવી.

( यथाशक्ति जपः ) शिवायनमः આ મંત્ર બને ત્યાં સુધી યથાશક્તિ જપવો, નહિ તો દશ વાર બોલી જવો.

*( अर्पणम् ) अनेनपार्थिवेश्वरपूजनकृतेन श्री महादेवः प्रीयतां न मम

* ( विसर्जनम् ) महादेवाय क्षमस्व એમ બોલી હાથમાં અક્ષત લઇ स्वस्थाने प्रयातु भगवन्महादेवः આ પ્રમાણે બોલી તે અક્ષત બાણને ચડાવી વિસર્જન કરવું. તે પાર્થિવના બાણને જળાશયમાં પધરાવવું.

## ૧૫ નિત્યદાન.

પ્રત્યેક મનુષ્યને નિત્ય દાન કરવું, એ પણ એક ધર્મ છે. કારણકે નીચે પ્રમાણે " મહાભારતમાં " કહ્યું છે.

एकस्मिन्नप्यतिक्रान्ते दिने दानविवर्जिते ॥
दस्युभिर्मुषितस्येव युक्तमाक्रन्दितुं भृशम् ॥

( महाभारत )

એક પણ દિવસ દાન આપ્યા વિનાનો વ્યતિત થાય તો જેમ ચોર લુંટી જાય ને જેવો શોક થાય છે. તેવોજ શોક તે દિવસે રાખવો યોગ્ય છે.

" तस्माद्विभवानुसारेण पूगीफलादिकमपि प्रत्यहं देयम् "

( नृसिंहपुराणे )

તે કારણથી પોતાના વૈભવને અનુસારે છેવટે એક સોપારીનું પણ નિત્યપ્રતિ, દાન કરવું.

સર્વ દાનોમાં અન્ન દાનને શ્રેષ્ઠ ગણેલું છે, કારણ " સંવર્ત્ત સંહિતા " માં કહ્યું છે કે

सर्वेषामेव दानानामन्नदानं परं स्मृतम् ॥
सर्वेषामेव जन्तूनां यतस्तज्जीवितं फलम् ॥

यस्मादन्नात्प्रजाः सर्वाः कल्पे कल्पेऽसृजत्प्रभुः ॥
तस्मादन्नात्परं दानं न भूतं न भविष्यति ॥

( संवर्त्तसंहिता )

સર્વ સુવર્ણાદિક દાન કરતાં ઉત્તમ અન્નનું દાન કહેલું છે, કારણકે પ્રાણી માત્રને જીવવાનું ફળ અન્ન છે. શ્રી પરમેશ્વર દરેક કલ્પમાં અન્નથી પ્રજા ઉત્પન્ન કરે છે, જેથી અન્નદાનથી બીજું કોઇ દાન શ્રેષ્ઠ નથી.

" तस्माद्यतेत पुण्येषु यइच्छेन्महतीं श्रियम् "

( विष्णुपुराण )

જો સંપત્તિ મેળવવાની ઇચ્છા હોય તો પુણ્યદાન કરવામાં યત્ન કરવો. ઉપર કહેલા પ્રમાણોથી નિત્યદાન કરવું આવશ્યક છે. અને તે સ્ત્રીઓને સૌભાગ્યની વૃદ્ધિ કરવાવાળું છે. માટે સુપાત્ર જોઇ પોતાની સંપત્તિને શોભતું યતૂકિંચિત્ દાન આપવું. નિચે પ્રમાણે સંકલ્પ કરવો.

"દાન સંકલ્પઃ" * अद्येत्यादि० श्रीपरमेश्वरप्रीत्यर्थं अन्नं वा अमुकदानमहं करिष्ये. એ પ્રમાણે સંકલ્પ કરી દાન લેનારને ચંદન, પુષ્પ, કરી આપી દેવું અને ઈશ્વરાર્પણ નીચેના સંકલ્પથી કરવું.

* अनेन अमुकनित्यदानकर्मणा भगवान् श्रीपरमेश्वरः प्रीयतां न मम ॥

૧૬ મધ્યાહ્ન સૂર્યાર્ઘ્ય પ્રકાર.

" आचमनं " ( उदकेन नेत्रस्पर्शं )

આંખે જળનો સ્પર્શ કરવો અથવા "૧ કેશવાયનમઃ ૨ નારાયણાયનમઃ ૩ માધવાયનમઃ " એ મંત્રથી ત્રણ આચમન કરી "ગોવિંદાયનમઃ " એ મંત્રથી હાથ ધોવા અને ઇષ્ટનું સ્મરણ કરવું.

* अपवित्रः पवित्रो वा सर्वावस्थांगतोऽपिवा ॥
यः स्मरेत्पुंडरीकाक्षं सबाह्याभ्यंतरः शुचिः ॥१॥

ઉપરના શ્લોકથી જળવડે શરીરની શુદ્ધતા કરવી.

* નીચેના શ્લોકથી જળપ્રોક્ષણ કરી આસનની શુદ્ધિ કરવી.

पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुनाधृता ॥
त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥२॥

* संकल्पः अद्येत्यादि० मासोत्तमे अमुकमासे ( જે માસ હોય તેનું નામ લેવું ) अमुकपक्षे ( શુકલ અથવા કૃષ્ણપક્ષ જે હોય તે ) अमुकतिथौ ( જે તિથી હોય તે બોલવી ) अमुकवासरे ( જે વાર હોય તે બોલવો ) ममोपात्तदुरितक्षयार्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं मध्याह्न-सूर्यार्घ्यप्रदानं करिष्ये એ પ્રમાણે સંકલ્પ કરવો અને સૂર્યની સ્તુતિ નીચેના શ્લોકથી કરવી.

* नमः सवित्रे जगदेकचक्षुषे
जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥
त्रयीमयाय त्रिगुणात्मधारिणे
विरंचिनारायणशंकरात्मने ॥३॥

“ अर्घ्यमंत्रः ”

* नमोऽस्तु सूर्याय सहस्रभानवे
नमोऽस्तु वैश्वानरजातवेदसे ॥
त्वमेव चार्घ्यं प्रतिगृह्ण देव
देवाधिदेवाय नमो नमस्ते ॥४॥

અર્ઘ્ય હાથમાં લઈ ઉપરનો મંત્ર બોલી ઉભા થઇ श्रीसूर्यनारा-यणायनमः एषतेऽर्घ्यः એ પ્રમાણે કહી તે અર્ઘ્યનું જળ સૂર્યને નિ-

વેદન કરી ત્રાંબાની તરભાણીમાં નાંખવું. બરાબર મધ્યાહ્ન બાર વાગતાં અર્ધ્ય અપાય તો એક અર્ધ્ય માત્ર આપવો અને વહેલા અથવા બાર પછી અપાય તો બે અર્ધ્યે આપવા. તરભાણામાં નાંખેલ જળનો આંખે તથા કાને સ્પર્શ કરવો.

ત્યાર પછી નીચેના શ્લોકથી ઉભા થઇ હાથ જોડી સૂર્યનારાયણનું ધ્યાન કરવું.

* ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती
नारायणः सरसिजासनसन्निविष्टः ॥
केयूरवान् मकरकुंडलवान् किरिटी
हारी हिरणमयवपुधृतशंखचक्रः ॥९॥

પછી નામ મંત્રથી એટલે श्रीसूर्यायनमः એ મંત્રથી યથાશક્તિ માળા ફેરવવી.

* संपूर्णसंकल्पः=अनेन मध्याह्नसूर्यार्घ्यप्रदानाख्येन कर्मणा भगवान् श्रीसूर्यनारायणस्वरुपीपरमेश्वरः प्रीयतां नमम. એ પ્રમાણે સંકલ્પ મૂકવો.

૧૭ વૈશ્વદેવ.

अकृत्वा वैश्वदेवं तु भुञ्जन्ते ये द्विजातयः ॥
सर्वे ते निष्फला ज्ञेयाः पतन्ति नरकेऽशुचौ ॥१॥

( पाराशरसंहिता )

જે દ્વિજો વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરે છે તે સર્વ નિષ્ફળ (પુણ્યરહિત) જાણવા અને તેઓ અપવિત્ર નરકને વિષે પડે છે.

अघं स केवलं भुंक्ते यः पचत्यात्मकारणात् ॥
यज्ञशिष्टाशनं ह्येतत् सतामन्नं विधीयते ॥२॥

( विष्णुस्मृति )

જે પોતાને માટે જાણી રાંધે છે તે કેવળ પાપનું જ ભોજન કરે છે માટે વૈશ્વદેવ થયો હોય તો યજ્ઞનારાયણની પ્રસાદી ગણાય છે, તેથી તેજ અન્ન ધર્માત્માઓને ભોજન કરવા યોગ્ય થાય છે. તે કારણને જાણો ગૃહસ્થાશ્રમીને ઘેર પ્રતિદિન વૈશ્વદેવ અવશ્ય થવો જોઇએ. ઘરમાં કોઈ પણ પુરૂષ વર્ગ જો વૈશ્વદેવ કરનાર હાજર હોય તો તે વૈશ્વદેવ કરે અને જો કોઇ પણ વૈશ્વદેવ કરનાર ઘરે ન હોય તો સ્ત્રીઓએ નીચે બતાવેલ વિધિ પ્રમાણે વૈશ્વદેવ કરવો; પરંતુ વૈશ્વદેવ વિનાનો દિવસ ન થવો જોઇએ કારણકે વૈશ્વદેવ ન થાય તો પ્રાયશ્ચિત લાગે છે.

**यदग्नौ हूयते नैव यस्य ग्रासो न दीयते ॥**
**अभोज्यं तद्द्विजातीनां भुक्त्वा चांद्रायणं चरेत् ॥३॥**
**( बृहत्पाराशरसंहिता )**

જેને ઘેર અગ્નિમાં આહુતિ અપાતી નથી તેમજ ગાય, શ્વાન, વાયસ, કીડી, તથા અતિથિને અન્નના ગ્રાસ ( **पंचभाग** ) અપાતા નથી તેવું અન્ન જમવાથી ચાંદ્રાયણ ( ત્રણ ઉપવાસ ) વ્રત કરવું પડે છે, માટે નિત્ય વૈશ્વદેવ કરી ઉપર જણાવેલાં પાંચ ભાગ આપી ભોજન કરવાનો વિધિ છે કારણકે વૈશ્વદેવ કરવાથી **१ कंडणी २ पेषणी ३ चुल्ली ४ उदकुंभी ५ मार्जनी** ( ૧ ખાંડણી ૨ ઘંટી ૩ ચુલો ૪ પાણીયારૂં ૫ સાવરણી ) વિગેરે સ્થળે થયેલાં પાપની નિવૃત્તિ થાય છે.

**सायं त्वन्नस्यासिद्धस्य पत्न्यमंत्रंबलिं हरेत् ॥**
**वैश्वदेवं हि नामैतत् सायं प्रातर्विधीयते ॥४॥**
**( मनुस्मृति )**

સ્ત્રીએ સાયંકાળે તૈયાર કરેલા પાકમાંથી મંત્ર ભણ્યા વિના બળી આપવા. આ કર્મનું નામ વૈશ્વદેવ છે અને તે સાયંકાળે તથા સવારમાં કરવામાં આવે છે.

(પ્રયોગ) પાક સાહિત્ય તૈયાર થયા પછી ધૂમાડા વિનાનો અગ્નિ તાંબાના પાત્રમાં લઇ તેને ચંદન [1]પુષ્પથી પૂજા કરી નીચે પ્રમાણે ઘીવાળા [2]ચોખાની પાંચ આહુતિ આપવી.

* १ अग्नयेनमः इदमग्नये २ वायवेनमः इदंवायवे ३ सूर्यायनमः इदंसूर्याय ४ प्रजापतयेनमः इदंप्रजापतये ५ अग्नये स्विष्टकृतेनमः इदमग्नये स्विष्टकृते એ પ્રમાણે અગ્નિમાં આહુતિઓ આપી ગૃહદેવતાને નૈવેદ્ય ધરાવવું પછી ઉપર બતાવેલા પાંચ ભાગ આપવા.

"आतिथिसत्कार" પાંચ ભાગમાં જણાવેલો અતિથિનો ભાગ જો અતિથી તે વખતે અકસ્માત આવી ચડે તો તેને સારી રીતે વિષ્ણુ સ્વરૂપ જાણી જમાડવો અથવા પોતાની યથાશક્તિ કાચું અન્ન તેને આપવું. ત્યારપછી હાથ પગ ધોઇ ઘરમાં આવી અગ્નિમાંથી ભસ્મ લઇ આશિકા કરવી.

## ૧૮ પરિવેષણ વિધિ.

ભોજન સમયે પ્રથમ ગોમયથી ભૂમિને પવિત્ર કરી એક એક હાથને અંતરે પાટલા ગોઠવી રંગોળી વિગેરે પૂરી જમણા હાથ તરફ જળપાત્ર મૂકવાં અને પાત્ર ગોઠવવાં.

सौवर्णे राजते कांस्ये पद्मपालाशपत्रयोः ॥
भाजने भोजने चैव त्रिरात्रफलमश्नुते ॥१॥

(पैठीनसि)

સુવર્ણના રૂપાના તથા [3]કાંસાના પાત્રમાં તેમજ ખાખરાના પત્ર-

૧ પુષ્પ અગ્નિમાં નાંખવું નહિ.

૨ રાંધેલા ચોખા ન હોય તો કાચા ચોખાથી પણ અપાય છે અને ઘીથી પણ થઇ શકે છે.

૩ કાંસાના પાત્રમાં જમ્યા પછી તે બીજાને આપી શકાતું નથી માત્ર તે પાત્રમાં કાયમ એક જણ જમી શકે છે.

માં અને [૧]પદ્મપત્ર ( કમળના પાન ) માં ભોજન કરવાથી એક ચતુર્થાંશ પ્રાજાપત્ય વ્રતનું ફળ મળે છે એટલે સૌથી ઉત્તમ ગણેલાં છે, માટે તેવા ભોજનપાત્ર રાખવાનું શાસ્ત્રકારે કહ્યું છે.

शाकादि पुरतः स्थाप्यं भक्ष्यं भोज्यं च वामतः ॥
अन्नं मध्ये प्रतिष्ठाप्य दक्षिणे घृतपायसम् ॥२॥

( स्मृत्यंतरे )

શાક વીગેરે ક્ષાર ( ખારાં ) પદાર્થ પાત્રમાં સામા પીરસવાં અને લાડુ વીગેરે મિષ્ટ ( મીઠાં ) પદાર્થ પાત્રમાં ડાબી તરફ પીરસવાં અને ઘી, દૂધપાક વીગેરે પ્રવાહી પદાર્થ પાત્રની જમણી તરફ પીરસવાં અને પાત્રના મધ્ય ભાગમાં ભાત પીરસવો.

( घृतमपि भोजनात्प्रागेवाऽन्नशुद्ध्यर्थंग्राह्यम् नतु भोजनारंभानंतरम् ) પાત્ર પીરસ્યા પછી ભાતમાં ઘી આપવું કારણ કે ત્યારપછીજ ભોજન શરૂ કરવાનું શાસ્ત્રકારે કહેલું છે.

इतरेण तु पात्रेण दीयमानं विचक्षणा ॥
न दद्याद्वामहस्तेन आयसेन कदाचन ॥३॥

( अत्रिसंहिता. )

ચતુરસ્ત્રીએ કોઇ પણ વખત ડાબા હાથથી કે લોઢાના સાધન વડે કોઇ પદાર્થ પીરસવો નહિ પણ એ વિના બીજા પીતળ વિગેરે ધાતુના પાત્રથી પીરસવું.

लवणं व्यंजनं चैव घृतं तैलं तथैवच ॥
लेह्यं पेयं च विविधं हस्त दत्तं न भक्षयेत् ॥४॥

---

૧ કેળના પત્ર પણ કોઇ સ્થળે કહ્યા છે.

લૂણ, શાક, ઘી, તેલ ચાટન પદાર્થ તથા પીવાના પદાર્થ અને [1]નાનાપ્રકારના પદાર્થ [2]હાથોહાથ લીધેલાં ખાવાં નહિ. એક પંક્તિમાં બેઠેલા મનુષ્યને ઓછો વત્તો પદાર્થ પીરસવાથી પંક્તિભેદ કહેવાય છે તે પંક્તિભેદ પણ કરવો નહિ કારણકે તેથી પ્રાયશ્ચિત લાગે છે. આ પ્રમાણે પરિવેષણ સંબંધી નિયમો સ્ત્રીઓએ વિશેષે કરી ધ્યાનમાં રાખવાના છે.

## ૧૯ ભોજન વિધિ.

चतुर्णामपि वर्णानामाचारो धर्म पालनम् ॥
आचारभ्रष्टदेहानां भवेद्धर्मपराङ्मुखः ॥१॥
आचाराल्लभ्यते पूजा आचाराल्लभ्यते प्रजा ॥
आचारादन्नमक्षय्यं तदाचारस्य लक्षणम् ॥२॥

( दक्षसंहिता )

ચાર વર્ણ ( બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર ) ને આચાર (પવિત્રતા) તેજ ધર્મ પાળવાનું કર્ત્તવ્ય છે અને આચારભ્રષ્ટ થએલાં મનુષ્યો ધર્મ વિરૂદ્ધ ગણાય છે માટે સૌ કોઈએ આચાર પાળવો આવશ્યક છે; કારણકે આચારથી પૂજાનો અધિકાર મળે છે, આચારથી પ્રજા પ્રાપ્ત થાય છે, અને આચારથી અખૂટ અન્ન રહે છે માટે ઉપર કહેલાં ફળ આચાર પાળવાના લક્ષણમાં સમાયેલાં છે. તો સ્ત્રીવર્ગે ખાસ કરી અતિ પવિત્રતા રાખવી કારણકે ધર્મ કાર્યમાં પ્રથમ સ્ત્રીને ગણેલી છે. આચાર હોય તોજ ધર્મ સચવાય છે. એ કારણ માટે રસોઈના આરંભથી ભોજન થતાં સુધી શુદ્ધ અબોટ વસ્ત્ર પહેરવું.

જમવા બેસતી વખતે નીચેના શ્લોકથી અન્નની સ્તુતિ કરવી.

* अन्नं ब्रह्म रसोविष्णुर्भोक्तादेवो महेश्वरः ॥
एवं ध्यात्वा तु यो भुंक्ते सोऽन्नदोषैर्न लिप्यते ॥३॥

---

૧ કોઇ સ્થળે કાથાને માટે પણ નિષેધ છે. ૨ હાથોહાથ આપવા પણ નહિ.

ઉપર પ્રમાણે અન્નની સ્તુતિ કરી જળથી પ્રોક્ષણ કરી નીચેના ત્રણ મંત્રથી પાત્રની બહાર જમણા હાથ તરફ ભાતના ત્રણ બલી આપવા.

* १ भूपतयेनमः २ भुवनपतयेनमः ३ भूतानांपतये नमः

ત્યારપછી એકવાર આચમન કરી નીચેના મંત્રથી ભાતના પાંચ ગ્રાસ (કોળીયા) દાંતનો સ્પર્શ થયા વિના જમી જવા.

* १ प्राणाय नमः २ अपानाय नमः ३ व्यानाय नमः
४ उदानाय नमः ५ समानाय नमः

તે પછી જળથી નેત્રનો સ્પર્શ કરી ઇચ્છાનુસાર ભોજન કરવું, અર્ધ ભોજને [1]પાણી પીવું અને ભોજન કરી રહ્યા પછી એક આચમન કરવું અને હાથ ધોઇ નીચે લખેલ વાક્ય બોલવું.

* " अन्नदाता सुखी भवतु " એ પ્રમાણે બોલી કાંઇ મુખવાસ ( પાન સોપારી વીગેરે ) જમી પછી ઘરમાં કોઈ પણ ચીજને અડકવાને હરકત નથી, ભોજનથી નિવૃત્ત થયા બાદ બપોરના વખતે સૂવું નહિ તેવી શાસ્ત્રની આજ્ઞા છે, માટે સાંજના સમય સુધી કોઇ સારા સતી ધર્મના પુસ્તક, પુરાણ વીગેરે વાંચવા તથા સાંભળવા અથવા ગૃહકાર્ય કરવું.

## ૨૦ સાયાહ્ન સૂર્યાર્ઘ્ય પ્રકાર.

" आचमनं " ( उदकेन नेत्रस्पर्श )

આંખે જળનો સ્પર્શ કરવો અથવા " ૧ કેશવાયનમઃ ૨ નારાયણાયનમઃ ૩ માધવાયનમઃ એ મંત્રથી ત્રણ આચમન કરી " ગોવિંદાયનમઃ " એ મંત્રથી હાથ ધોવા અને ઇષ્ટનું સ્મરણ કરવું.

---

૧ જમતી વખતે પાણી પીવું પડે ત્યારે જમણા હાથનો સ્પર્શ કરી પાણી પીવું અર્થાત્ ડાબા હાથે કોઇ દીવસ પાણી પીવું નહિ કારણકે તેમ કરવાથી રૂધીરપાન જેટલું પ્રાયશ્ચિત લાગે છે.

* अपवित्रः पवित्रो वा सर्वावस्थां गतोऽपिवा ॥
य: स्मरेत्पुंडरीकाक्षं स बाह्याभ्यंतरः शुचिः ॥१॥

ઉપરના શ્લોકથી જળવડે શરીરની શુદ્ધતા કરવી.

નીચેના શ્લોકવડે જળથી પ્રોક્ષણ કરી આસનની શુદ્ધિ કરવી.

* पृथ्वि त्वया धृता लोका देवि त्वं विष्णुना धृता
त्वं च धारय मां देवि पवित्रं कुरु चासनम् ॥२॥

* संकल्पः अद्येत्यादि० मासोत्तमे अमुकमासे ( જે માસ હોય તેનું નામ લેવું. ) अमुकपक्षे ( શુકલ અથવા કૃષ્ણપક્ષ જે હોય તે ) अमुकतिथौ (જે તિથી હોય તે બોલવી. )अमुकवासरे ( જે વાર હોય તે બોલવો ) ममोपात्तदुरितक्षयार्थं श्रीपरमेश्वरप्रीत्यर्थं सायाह्नसूर्यार्घ्य प्रदानं करिष्ये

એ પ્રમાણે સંકલ્પ કરવો અને સૂર્યની સ્તુતિ નીચેના શ્લોકથી કરવી.

* नमः सवित्रे जगदेकचक्षुषे
जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥
त्रयीमयाय त्रिगुणात्मधारिणे
विरंचिनारायणशंकरात्मने ॥३॥

“ अर्घ्यमंत्रः ”

* नमोऽस्तु सूर्याय सहस्रभानवे
नमोऽस्तु वैश्वानरजातवेदसे ॥
त्वमेव चार्घ्यं प्रतिगृह्ण देव
देवाधिदेव नमो नमस्ते ॥४॥

અર્ઘ્ય હાથમાં લઈ ઉપરનો મંત્ર બોલી ઉભા થઈ श्रीसूर्यनारायणायनमः एषतेऽर्घ्यः એ પ્રમાણે કહી તે અર્ઘ્યનું જળ સૂર્યને નિ-

**વેદન કરી ત્રાંબાની તરભાણીમાં નાંખવું.**

આ પ્રકારમાં ત્રણ અર્ઘ્ય આપવાના છે અને જો સૂર્યાસ્ત થઇ જાય તો એક અર્ઘ્ય વધારે આપવો. તરભાણામાં નાંખેલ જળનો આંખે તથા કાને સ્પર્શ કરવો.

ત્યારપછી નીચેના શ્લોકથી ઉભા થઈ હાથ જોડી શ્રી સૂર્યનારાયણનું ધ્યાન કરવું.

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती
नारायणः सरसिजासनसन्निविष्टः ॥
केयूरवान् मकरकुंडलवान् किरीटी
हारी हिरणमयवपुर्धृतशंखचक्रः ॥१॥

પછી નામ મંત્રથી એટલે **श्रीसूर्यायनमः** એ મંત્રથી યથાશક્તિ માળા ફેરવવી.

*** संपूर्णसंकल्पः=अनेन सायाह्नसूर्यार्घ्य प्रदानाख्येनकर्मणाभगवान् श्रीसूर्यनारायणस्वरूपी श्रीपरमेश्वरः प्रीयतां नमम** એ પ્રમાણે બોલી સંકલ્પ મૂકવો.

## ૨૧ દીપસ્થાપન.

आयुर्दः प्राङ्मुखोदीपो धनदःस्यादुदङ्मुखः
प्रत्यङ्मुखो दुःखदोऽसौ हानिदो दक्षिणामुखः ॥१॥

[ मरीचिः ]

સંધ્યાકાળે (સાંજે) દીવો કરવો. તે દીવાની વાટ પૂર્વ તરફ રાખી હોય તો આયુષ્ય આપવાવાળો છે, અને ઉત્તર દિશા તરફ રાખવાથી ધનને આપવાવાળો છે. પશ્ચિમ અને દક્ષિણ તરફ દીવાની વાટ રાખવાથી દુઃખ તથા હાનિ થાય છે, માટે પૂર્વ અને ઉત્તર તરફ દીવાની વાટ રહે તેમ દીવો સ્થાપન કરવો. કદાપિ પશ્ચિમ કે દક્ષિણ દિશાતરફ દીવાની વાટ રાખવી નહિ.

દીવો કર્યા પછી નીચેના શ્લોકથી તેની સ્તુતિ કરવી.

* दीपो ज्योतिः परब्रह्म दीपोज्योतिर्जनार्दनः ॥
दीपो हरतु मे पापं दीपोज्योतिर्नमोस्तुते ॥२॥
शुभं करोतु कल्याणमारोग्यं सुखसंपदम् ॥
दीर्घायुः पुष्टिदोदीपः संध्यादीप नमोस्तुते ॥३॥

સાંજથી સવારસુધી અખંડ દીપ રાખવાથી સૌભાગ્યની વૃદ્ધિ થાય છે માટે બને ત્યાંસુધી સવારસુધી દીવો રાખવો, અને સવાર સુધીમાં કદાચ દીવાનો સ્પર્શ કરવો પડે તો સળીથી દીવો સંકોરવો અને હાથનો સ્પર્શ થાય તો સ્પર્શ કર્યા પછી હાથ ધોઈ બીજી વસ્તુને અડકવું.

## ૨૨ રાત્રિ જપ વિધિ.

પ્રથમ હાથપગ ધોઇ શુદ્ધ વસ્ત્ર પહેરી જપ નિયમમાં કહ્યા પ્રમાણે આચમન કરી નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

* जपसंकल्प. अद्येत्यादि० માસ વિગેરે અર્ધ્યપ્રકારમાં સ્પષ્ટ છે તે બોલવા श्रीपरमेश्वरप्रीत्यर्थं यथाशक्तिशिवपंचाक्षरमंत्रजप ( अमुकमंत्रजप ) महं करिष्ये

સંકલ્પ કરી બને તેટલી માળા ફેરવવી પછી ધ્યાન કરવું.

ध्यानम्

* शांतं पद्मासनस्थं शशिधरमुकुटं पंचवक्रं त्रिनेत्रं
शूलं वज्रं च खड्गं परशुमभयदं दक्षभागे वहंतं ॥
नागं पाशं च घंटां प्रलयहुतवहं सांकुशं वामभागे
नानालंकारयुक्तं स्फटिकमणिनिभं पार्वतीशं नमामि ॥१॥

अर्पणम्

* अनेन यथाशक्ति शिवपंचाक्षरमंत्रजपाख्ये नकमर्णा
श्री सदाशिवः प्रीयतां नमम

## ૨૩ રાત્રિસ્તવન.

॥ वसंततिलकावृत्तम् ॥

यज्ञेश यज्ञपुरुषाच्युत तीर्थपाद
तीर्थश्रवः श्रवण मंगलनामधेय ॥
आपन्न लोकवृजिनोपशमो दयाद्य
शं नः कृधीश भगवन्नसि दीननाथः ॥१॥

विश्वाय विश्वभवनस्थितिसंयमाय
स्वैरं गृहीत पुरुशक्तिगुणाय भूम्ने ॥
स्वस्थाय शश्वदुपबृंहितपूर्णबोध
व्यापादितात्मतमसे हरये नमस्ते ॥२॥

आयुः परं वपुरभीष्टमतुल्यलक्ष्मी
र्द्यौर्भूरसाः सकलयोगगुणास्त्रिवर्गः ॥
ज्ञानं च केवलमनंत भवंति तुष्टा
त्त्वत्तो नृणां किमु सपत्नजयादि राशीः ॥३॥

इमं स्तवं नित्यमनन्यभक्त्या
शृण्वंति गायंति लिखंति ये वै ॥
ते सर्व सौख्यं परमं च लब्ध्वा
त्त्वत्पदं यांतु भवत्प्रसादात् ॥४॥

ઉપર પ્રમાણે રાત્રિસ્તવન કરવું અને અવકાશ પ્રમાણે ઇશ્વર તથા પતિ સંબંધી સંગીત, વાર્તા વિગેરે વાંચવું.

## ૨૪ શય્યા-પ્રકાર.

प्राक् शिराः शयने विंद्याद्धनमायुश्चदक्षिणे ॥
पश्चिमे प्रवलाचिंता हानिर्नाश स्तथोत्तरे ॥१॥

( मार्कंडेयपुराण )

રાત્રે સુવાનું બિછાનું ઉપર પ્રમાણે રાખવાનું "માર્કંડેય પુરાણ-માં" કહ્યું છે.

પૂર્વ તરફ ઓશિકું રાખવાથી ધનની વૃદ્ધિ તથા દક્ષિણ તરફ ઓશિકું રાખવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે, પશ્ચિમ તથા ઉત્તર તરફ ઓશિકું રાખવાથી ચિંતા અને હાનિ થાય છે; માટે પૂર્વ અથવા દક્ષિણ તરફ ઓશિકું રાખી સૂવું. કદાપિ ઉત્તર દિશા તરફ ઓશિકું કરવું નહિ.

शयनेसुखस्मरणम्.

* अगस्तिर्माधव श्चैव मुचुकुंदो महाबलः ॥
कपिलोमुनिरास्तीकः पंचैते सुखशायिनः ॥१॥
नर्मदायैनमः प्रात नर्मदायै नमो निशि ॥
नमोऽस्तु नर्मदे तुभ्यं त्राहि मां विषसर्पतः ॥२॥
सर्पापसर्प भद्रं ते दूरं गच्छ महाविष ॥
जनमेंजयस्य यज्ञांते आस्तीकवचनं स्मर ॥३॥
आस्तीकवचनं श्रुत्वा यः सर्पो न निवर्त्तते ॥
शतधा भिद्यते मूर्ध्नि शिंशवृक्षफलं यथा ॥४॥

[ गोभिल ]

ઉપર પ્રમાણે સૂતી વખતે સ્મરણ કરી પછી સુખ પૂર્વક શયન કરવું.

ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે આહ્નિક નામ પંચમ પ્રકાશઃ ॥

## પ્રકાશ ૬ ઠ્ઠો.

# સુવાસિની–ધર્મ.

**સર્વ સ્ત્રીવર્ગને ઉપયોગી આ સુવાસિની ધર્મમાં કહેલા નિયમો અવશ્ય પાળવા યોગ્ય છે.**

**अभ्युत्थानमुपागते गृहपतौ तद्भाषणे नम्रता ॥**
**तत्पादार्पितदृष्टिरासनविधिस्तस्योपचर्यास्वयम् ॥**
**सुप्तेऽस्मिंश्चशयीत तत्प्रथमतो जह्याच्चशय्यामिति**
**प्राज्ञैः पुत्रि निवेदितः कुलवधूसिद्धान्तधर्मागमः ॥१॥**

**( नीतिशास्त्रशार्ङ्गधरः )**

પોતાના સ્વામિને બહારથી આવતા જોઇ તુરત ઉઠી ઉભા થવું. પતિ જોડે બોલવામાં નમ્રતા રાખવી તથા તેના ચરણમાં દૃષ્ટિ રાખી તેમને આસન આપવું. અને પતિસેવામાં પોતે હાજર રહેવું. તેના સૂતા પછી પોતે સૂવું. અને તેના જાગ્યા પહેલાં પોતે ઉઠવું આ પ્રમાણે પ્રાચીન શાસ્ત્રવેત્તાઓએ કુળવતી સ્ત્રીઓના ધર્મો કહ્યા છે. ૧

( નીતિશાસ્ત્ર શાઙ્ગધર )

**सुस्वभावा सुवचना सुव्रता सुखदर्शना ॥**
**अनन्यचित्ता सुमुखी भर्तुः साधर्मचारिणी ॥२॥**

**( महाभारत )**

જે સ્ત્રી સારા સ્વભાવવાળી, મધુર બોલનારી, સદાચાર પાળનારી, જોવામાં સુખ ઉપજાવતી, પતિ વિષેજ ચિત્ત રાખનારી, આનંદિ મન-રાખવાવાળી હોય તે સ્ત્રી પતિ પ્રત્યેના શુધ્ધ ધર્મ પાળનારી છે.

( મહાભારત )

सुश्रुषां परिचर्यां च करोत्यविमनाः सदा ॥
सुप्रतीता विनीता च सा नारी धर्मभागिनी ॥३॥

જે સ્ત્રી પ્રસન્ન મનવડે નિરંતર પતિસેવામાં તત્પર રહે છે. અને સ્વધર્મના નિયમમાં રહી વિનયમાં વર્ત્તે છે. તેનું નામ ધર્મપત્ની કહેવાય છે. ॥૩॥

मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्त्तिनी ॥
छायेवानुगता स्वच्छा सखेव हितकर्मसु ॥
दासीवादिष्टकार्येषु भार्या भर्तुः सदा भवेत् ॥४॥

" व्याससंहिता "

સ્ત્રીએ મન-વચન-કર્મવડે નિરંતર શુદ્ધ, પતિની આજ્ઞાને વર્ત્તનારી, તેની છાયા માફક અનુસરનારી, પવિત્ર તથા તેના હિતેચ્છામાં મિત્ર પ્રમાણે અને હુકમ માનવામાં દાસી સમાન થવું જોઈએ.

" વ્યાસસંહિતા "

पुनः सायं पुनः प्रातर्गृहशुद्धिं विधाय च ॥
कृतान्नसाधनासाध्वी सभृत्यं भोजयेत्पतिम् ॥५॥

કુળવતી સ્ત્રીએ સવાર સાંજ (વારંવાર) ઘરને શુદ્ધ રાખી (લીંપીગુંપી) નાના પ્રકારના અન્નની રસોઇ બનાવી ઘરમાં વડીલ સસરા સાસુ તથા ચાકર વિગેરે સહિત પોતાના પતિને ભોજન કરાવવું. ૫.

नातितृप्ता स्वयं भुक्त्वा गृहनीतिं विधाय च ॥
आस्तृत्य साधुशयनं ततः परिचरेत्पतिम् ॥६॥

પછી પોતે મિતાહાર (થોડું જમવું) કરવો કારણ કે બહુ જમવાથી ગૃહકાર્યમાં ચિત્ત રહેતું નથી. માટે રૂચી પ્રમાણે જમી

आज्ञासंपादिनीं दक्षां वीरसूं प्रियवादिनीं ॥
कामिनीं नातिलंघेत धर्मकामार्थतत्परः ॥१५॥

( याज्ञवल्क्यस्मृति )

ધર્મ, અર્થ કામ ઇત્યાદિ પુરૂષાર્થમાં તત્પર એવો પોતાનો પતિ આજ્ઞાને પાળનારી ચતુર, સારી પ્રજાને ઉત્પન્ન કરી સદ્બોધ આપનારી તથા મધુર બોલનારી સ્ત્રીની મરજી પાળ્યા વિના રહેતો નથી. ( ઉપર કહેલા સદાચારવાળી સ્ત્રી હોય તો પતિ પણ તેની ઇચ્છાને અનુસરે ) તાત્પર્ય એ કે, પતિની આજ્ઞામાં વર્ત્તવું; તેજ સ્ત્રીઓનું પતિ પ્રતિ વશીકરણ છે. ૧૫

रोगान्वितः पिशाचो वा क्रोधनो वाथ मद्यपः ॥
वृद्धो वाप्यविदग्धो वा, मूकोंधो बधिरोऽपिवा ॥१६॥
सततं देववत्पूज्यः साध्व्या वाक्कायकर्मभिः ॥
न जातु विषमं भर्तुः स्त्रिया कार्यं कथंचन ॥१७॥

( बृहन्नारदीयपुराण )

જો દૈવયોગથી રોગી, કપટી, ક્રોધી, મદિરા પીનારો, વૃદ્ધ, મૂર્ખ, મુંગો કે બહેરો પતિ પ્રાપ્ત થયો હોય તો પણ સતી સ્ત્રીએ વાણી-મન -કર્મથી તેને દેવ સમાન ગણી સેવા કરવી, અને કોઇ દિવસ પણ તેની મરજી વિરૂદ્ધ સતી સ્ત્રીએ કાંઇ પણ કરવું નહિ. ૧૬-૧૭.

अहंकारं विहायाथ कामक्रोधौ च सर्वदा ॥
मनसा रंजनं पत्युः कार्यं नान्यस्यकुत्राचित् ॥ १८ ॥

સ્ત્રીઓએ પોતાનો અહંકાર, દુષ્ટ વિચાર, તથા ક્રોધ નિરંતર તન મનથી પોતાના સ્વામિનું મન પ્રસન્ન રાખવું પણ જગ્યાએ બીજા ઉપર મન રાખવું નહિ

क्षेत्राद्वनाद्वा ग्रामाद्वा भर्त्तारं ८ह
प्रत्युत्थायाभिनंदेत आसनेनोदकेन ॥

કાન, હાથ, વિગેરેનાં ઘરેણાં રાખવાં એ સર્વ પતિનું આયુષ્ય વધારવા માટે સૌભાગ્યવતીએ નિરંતર કરવું જોઇએ. ॥૯॥ ॥૧૦॥

स्त्रीणां च पतिदेवानां तच्छुश्रूषानुकूलता ॥
तद्बन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥ ११ ॥

"श्रीमद्भागवत."

પતિની સેવા, તેને અનુકૂળ રહેવું, પતિના સંબંધીઓને અનુસરવું, અને પતિએ કહેલા નિયમો પાળવા. એ ચાર સૌભાગ્યવતી સ્ત્રીઓનાં લક્ષણ (ધર્મ) છે. ૧૧

या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा ॥
हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते ॥१२॥

જેમ લક્ષ્મીજી પતિસેવાથી આનંદ ભોગવે છે, તેમ જે સ્ત્રી પતિને સાક્ષાત્ શ્રી વિષ્ણુસ્વરૂપ માની સેવે છે; તે સ્ત્રી સાક્ષાત્ લક્ષ્મીસ્વરૂપ બની શ્રી વિષ્ણુસ્વરૂપ પોતાના પતિની સાથે વૈકુંઠમાં આનંદ કરે છે. ॥૧૨॥

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ॥
न स्वातंत्र्येण कर्त्तव्यं किञ्चित्कार्यं गृहेष्वपि ॥१३॥

( मनुस्मृति )

સ્ત્રીઓએ બાળ, યુવાન, તથા વૃદ્ધાવસ્થામાં કદી સ્વતંત્રપણે (પોતાની મરજી પ્રમાણે) ઘરનું અથવા પરકાયું કાર્ય કરવું નહિ. ॥૧૩॥

पित्रा भर्त्रा सुतैर्वाऽपि नेच्छेद्विरहमात्मनः ॥
एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥१४॥

સ્ત્રીઓએ બાલ્યાવસ્થામાં માબાપથી, યુવાવસ્થામાં પતિથી અને પતિના ભવિષ્ય પછી છોકરાઓથી જુદા રહેવું નહિ; કારણકે તેઓથી જુદા રહેવામાં બન્ને કુળની (માબાપ તથા સાસરાના કુળની) નીંદા થાય છે. અને તે સ્ત્રી નરકમાં પડે છે. ॥૧૪॥

ખરાબ સ્ત્રીનો દાખલો આપી કંકાસ વધારવો નહિ; કારણ કે કુસંપ વધવાથી કુળની હાની થાય છે. ૨૨-૨૩

कलहो न विधातव्यो कलियोग्ये प्रिये स्त्रिया ॥
भर्त्सिता निन्दितात्यर्थं ताडितापि वरांगना ॥ २४ ॥
व्यथितापि भयं त्यक्त्वा कंठे गृह्णीत वल्लभम् ॥
उच्चैर्न रोदनं कुर्यात् नैवाक्रोशेच्च तं प्रति ॥ २५ ॥

પોતાના સ્વામિએ ક્લેશનું કારણ થઇ, તિરસ્કાર કે અપમાન કર્યું હોય તથા નિંદિત વચનો કહ્યાં હોય અથવા કંઈ પણ કારણથી શિક્ષા કરી હોય, તોપણ તેની સામે દુર્વચન બોલવાં નહિ. તેમ ક્લેશ કરવો નહિ. અને પોતાની ભૂલ ગણી શાંત થવું. કદાપી સ્વામિએ માર મારી દુઃખ આપ્યું હોય તોપણ ક્રોધ કરવો નહિ અને મોટી બૂમ પાડી રડવું નહિ તથા તેને ગાળો દેવી નહિ. (રડતાં રડતાં ઘર બ્હાર નાસવું નહિ, પણ શાંત વચન બોલી નમ્ર બનવું) ૨૪-૨૫

कथ्यमाना कथा भर्त्रा श्रोतव्या सादरं स्त्रिया ॥
पत्युः संभाषणस्याग्रे नान्यत्संभाषयेत्स्वयम् ॥२६॥

પોતાના પતિ કોઈ સારી કથા અથવા પતિવ્રતા સ્ત્રીઓની વાર્તા કહેતા હોય ત્યારે સ્ત્રીએ એક ચિત્તથી બરાબર સાંભળવું; તથા તે પ્રમાણે વર્તવા પ્રયાસ કરવો, અને તેમની વાત કે કથા ચાલતી હોય ત્યારે વચમાં બોલવું નહિ. ૨૬

संतुष्टाऽलोलुपा साध्वी धर्मज्ञा सत्यवाग् भवेत् ॥
उत्सवादिषु बन्धूनां सदनं यदि गच्छति ॥२७॥
लब्धांऽनुज्ञां तदा पत्युः गच्छेदव्यक्षरक्षिता ॥
न वसेत्सुचिरं तत्र प्रत्यागच्छेद्गृहं सती ॥२८॥

પતિની સ્થિતિ અનુસારે જે વસ્ત્ર, ઘરેણાં હોય તેમાં સંતોષ રાખવો, અતિ લોભી ન થવું, ધર્મને જાણવો અને સાચું બોલવું.

ક્ષેત્રથી, વાડી–બગિચામાંથી અથવા ગામમાંથી ફરીને પોતાનો પતિ ઘેર આવે, ત્યારે સ્ત્રીએ તુરત ઉભા થઈ તેને આસન આપવું, તથા કુશળતા પૂછી સ્વચ્છ થંડુ જળ પીવા આપવું. ૧૯

आसने भोजने दाने सन्माने प्रियभाषणे ॥
दक्षया सर्वदा भाव्यं भार्यया गृहमुख्यया ॥ २० ॥

જેના ઉપર ઘરનો આધાર છે એવી ચતુર સ્ત્રીએ પોતાને ઘરે કોઇ પણ સગાં સંબધી મિજમાન આવે તેમને આસન આપવું, સન્માન કરવું, ભોજન કરાવવું, સત્ય અને મધુર વચનથી ભાષણ કરવું; (બોલવું) તથા કોઇ અતિથી વિગેરે આવે તેને યથા શકિત અન્ન દાન આપી સત્કાર કરવો. ૨૦

त्यागार्थमर्पिते द्रव्ये लोभात्किंचिन्न धारयेत्
भर्त्तुराज्ञां विना नैव स्वबंधुभ्यो दिशेद्धनम् ॥ २१ ॥

સ્ત્રીએ, પોતાના પતિએ દાનમાટે આપેલું દ્રવ્ય, (પૈસો) લોભથી બચાવવું નહિ. તેમજ પોતાની પાસે છાનું રાખવું નહિ તથા પતિની આજ્ઞા સિવાય પોતાના ભાઈ ભાંડુ વિગેરે ગરીબ સ્થિતિનાં હોય તોપણ તેને કંઇ આપવું નહિ. ૨૧

हीनां निजगुणैरन्यां सपत्नीं नैव गर्हयेत् ॥
ईर्ष्यारागसमुद्भूते विद्यमानेऽपिमत्सरे ॥ २२ ॥
अप्रियं नैव कर्त्तव्यं सपत्नीभिः परस्परम् ।
न गायेदन्यनामानि न कुर्यादन्यवर्णनम् ॥ २३ ॥

પોતાના પતિએ કોઇ કારણથી બીજી સ્ત્રી કરી હોય અને તે સ્ત્રી નિર્ગુણી હોય તોપણ તેવી શોક્યની નિંદા કરવી નહિ અને પરસ્પર ક્લેશ કરવો નહિ. મ્હેણાં મારવાં નહિ અને બીજી કોઇ

ખરાબ સ્રોને દાખલો આપી કંકાસ વધારવો નહિ; કારણ કે કુસંપ વધવાથી કુળની હાની થાય છે. ૨૨–૨૩

कलहो न विधातव्यो कालियोग्ये प्रिये स्त्रिया ॥
भर्त्सिता निन्दितात्यर्थं ताडितापि वरांगना ॥ २४ ॥
व्यथितापि भयं त्यक्त्वा कंठे गृह्णीत वल्लभम् ॥
उच्चैर्न रोदनं कुर्यात् नैवाक्रोशेच्च तं प्रति ॥ २५ ॥

પોતાના સ્વામિએ કલેશનું કારણ થઇ, તિરસ્કાર કે અપમાન કર્યું હોય તથા નિંદિત વચનો કહ્યાં હોય અથવા કંઈ પણ કારણથી શિક્ષા કરી હોય, તોપણ તેની સામે દુર્વચન બોલવાં નહિ. તેમ કલેશ કરવો નહિ. અને પોતાની ભૂલ ગણી શાંત થવું. કદાપી સ્વામિએ માર મારી દુઃખ આપ્યું હોય તોપણ ક્રોધ કરવો નહિ અને મોટી બૂમ પાડી રડવું નહિ તથા તેને ગાળો દેવી નહિ. (રડતાં રડતાં ઘર બહાર નાસવું નહિ, પણ શાંત વચન બોલી નમ્ર બનવું) ૨૪-૨૫

कथ्यमाना कथा भर्त्रा श्रोतव्या सादरं स्त्रिया ॥
पत्युः संभाषणस्याग्रे नान्यत्संभाषयेत्स्वयम् ॥२६॥

પોતાના પતિ કોઈ સારી કથા અથવા પતિવ્રતા સ્ત્રીઓની વાર્તા કહેતા હોય ત્યારે સ્ત્રીએ એક ચિત્તથી બરાબર સાંભળવું; તથા તે પ્રમાણે વર્તવા પ્રયાસ કરવો, અને તેમની વાત કે કથા ચાલતી હોય ત્યારે વચમાં બોલવું નહિ. ૨૬

संतुष्टाऽलोलुपा साध्वी धर्मज्ञा सत्यवाग् भवेत् ॥
उत्सवादिषु बन्धूनां सदनं यदि गच्छति ॥२७॥
लब्ध्वाऽनुज्ञां तदा पत्युः गच्छेदध्यक्षरक्षिता ॥
न वसेत्सुचिरं तत्र प्रत्यागच्छेद्गृहं सती ॥२८॥

પતિની સ્થિતિ અનુસારે જે વસ્ત્ર, ઘરેણાં હોય તેમાં સંતોષ રાખવો, અતિ લોભી ન થવું, ધર્મને જાણવો અને સાચું બોલવું.

જ્યારે પોતાના માબાપને ત્યાં કંઇ ઉત્સવ કે પર્વના પ્રસંગે જવું પડે; ત્યારે પતિની આજ્ઞા લઇ પતિએ મોકલેલા વિશ્વાસુ માણસને સાથે લઇ જવું, અને ત્યાં જઈ કાર્ય થઇ રહ્યા પછી ઘણો વખત ન રહેતાં તુરત પોતાને ઘેર આવવું. ૨૭-૨૮.

मा चिरं तिष्ठते द्वारि न द्वारमुपवेशयेत् ॥
स्वामिना दापितं किंचित् कस्मिंश्चिन्न ददात्यपि ॥२९॥

સ્ત્રીઓએ વધારે વાર બારણામાં ઉભું રહેવું નહિ તથા બેસવું નહિ, અને પોતાના પતિએ જે કાંઇ વસ્તુ આપી હોય તે કોઇને આપવી નહિ. ૨૯

सेवेत भर्तुरुच्छिष्टमिष्टमन्नफलादिकम् ॥
महाप्रसाद इत्युक्त्वा मोदमाना निरन्तरम् ॥३०॥

પોતાના સ્વામિએ જમતાં બાકી રાખેલું અન્ન ફળ વિગેરે ઉચ્છિષ્ટ (એઠું) હોય પણ તે હમેશાં પ્રસન્ન થઇ મહાપ્રસાદ માની સ્ત્રીએ જમવું. ૩૦

नैकाकिनी क्वचिद्गच्छेत् न नग्ना स्नानमाचरेत् ॥
भर्तुर्विद्वेषिणीं नारीं साध्वीं नो भावयेत्क्वचित् ॥३१॥

સ્ત્રીએ કોઇ પણ જગ્યાએ એકલા જવું નહિ; તેમજ વસ્ત્રરહિત સ્નાન કરવું નહિ, અને સ્વામિ સાથે દ્વેષ કરનારી સ્ત્રીને કદી સારી સ્ત્રી માનવી નહિ. ૩૧

नोलूखले न मुसले न वर्द्धिन्यां दृषद्यपि ॥
न यन्त्रकेऽपि देहल्यां सती चोपविशेत्क्वचित् ॥३२॥

સુવાસિનીસ્ત્રીએ ખાંડણીયો, મુસળ, (સાંબેલું) ઉમરો, સાવરણી અને ઘંટી વિગેરે યંત્ર ઉપર કદી બેસવું નહિ. ૩૨

यावन्तो रोमकूपाः स्युः स्त्रीणां गात्रेषु निर्मिताः ॥
तावद्वर्षसहस्राणि नाकं ताः पर्युपासते ॥३३॥

જે સ્ત્રી અહોનિશ ઉપર કહેલા સદાચાર પાળે છે, તે સ્ત્રી પોતાના શરીરમાં જેટલાં રૂવાંડાં હોય છે, તેટલાં હજાર વર્ષ સુધી સ્વર્ગમાં સુખ ભોગવે છે. (ઘણાં વર્ષ પતિ સાથે સ્વર્ગ ભોગવે છે.) ૩૩

नैतादृशं दैवतमास्ति किंचित् ।
सर्वेषु लोकेषु सदैव तेषु ॥
यदा पतिस्तुष्यति सर्वकामान् ।
लभेत् प्रकामं कुपितश्च हन्यात् ॥३४॥

સ્ત્રીઓને સર્વ લોકોમાં પોતાના પતિ સમાન અન્ય કંઈ પણ દૈવત નથી. તો પતિ પ્રસન્ન થવાથી સર્વ મનોરથો પરિપૂર્ણ થાય છે, અને પતિ કોપાયમાન થાય છે તો ઇચ્છિત ફળનો નાશ થાયછે; માટે સ્ત્રીઓએ સદા પતિ સેવામાં તત્પર રહેવું. ૩૪

तस्मादपत्यं विविधाश्च भोगाः
शय्यासनान्यद्भुतभोजनानि ॥
वस्त्राणि माल्यानि तथैव गंधाः
स्वर्गे च लोके विविधा च कीर्तिः ॥३५॥

( बृहन्ना०पु० )

પોતાના સ્વામિથીજ સ્ત્રીને સારી પ્રજા ઉત્પન્ન થાય છે, નાના પ્રકારના વૈભવ, શય્યા, આસન, તરેહ તરેહનાં ભોજન, વસ્ત્ર અલંકાર, સુગંધી પદાર્થો, પોતાના પતિથીજ મળે છે, અને સ્વર્ગમાંપણ સારી કીર્તિ સ્વામિથીજ મળે છે, માટે સ્ત્રીઓને પતિનીજ ભક્તિ કરવી તે મુખ્ય છે. ૩૫.

इत्येते विधिना प्रोक्ताः स्त्रीणां धर्माः सनातनाः ॥
ता नौकाः परमाः प्रोक्ताः भवसंसारतारणे ॥३६॥

( व्याससंहिता )

આ પ્રમાણે સ્ત્રીઓના સનાતન ધર્મો શાસ્ત્રકાર ઋષિ મુનિઓએ કહ્યા છે; જેમ સાગરને તરવા માટે વહાણ હોય છે, તેમ આ સંસાર રૂપ સમુદ્ર તરવાને માટે સ્ત્રીઓને પતિભક્તિ, સદાચાર વિગેરે ઉત્તમ ધર્મો તે વહાણ રૂપે છે; માટે સ્ત્રીએ બરાબર નિયમમાં રહી સર્વ ધર્મો સારી રીતે સમજી પતિસેવા કરવી, તેજ મનુષ્યાવતારની સફળતા છે. ॥૩૬॥

ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે સુવાસિની ધર્મ નામ
ષષ્ઠઃ પ્રકાશઃ ॥



## પ્રકાશ ૭ મો.

# સતી લોપામુદ્રા—ચરિત્ર.

શ્રી કાશીખંડમાં અગસ્ત્ય મુનિનાં ધર્મપત્ની સતી લોપામુદ્રાના સ્વભાવ તથા ચરિત્ર નું વર્ણન શ્રી બૃહસ્પતિએ કરેલું છે. તેની પૂર્વ વાર્ત્તા એવી છે કે એક વખતે વિંધ્યાચલ પર્વત મેરૂ સમાન થવાની ઇચ્છા કરી પોતે વધવા લાગ્યો, તેવામાં શ્રી સૂર્યનારાયણનો રથ ફરતો હતો, પણ વિંધ્યાચળના વધવાથી અંધકાર હોવાના કારણે દેવ, મનુષ્ય વિગેરે પ્રલય સમય જાણી ભયભીત થઇ બ્રહ્માને શરણે ગયા; અને બ્રહ્માજીના કહેવાથી સર્વ દેવતાઓ તથા દેવગુરૂ (બૃહસ્પતિ) એ કાશી—ક્ષેત્રમાં અગસ્ત્ય નામના મુનિ પાસે જઇ તેમની તથા તેમનાં ધર્મપત્ની સતી—લોપામુદ્રાની પ્રશંસા (વખાણ) સાથે સ્તુતિ કરી છે, તેમાં જે સતી લોપામુદ્રાનું ચરિત્ર શ્રી બૃહસ્પતિએ વર્ણવ્યું છે; તે ચરિત્ર સ્ત્રીવર્ગને અવશ્ય વાંચવા તથા મનન કરવા યોગ્ય છે.

बृहस्पतिरुवाच ।

शृण्वगस्ते महाभाग देवागमनकारणम् ॥
धन्योऽसि कृतकृत्योऽसि मान्योऽसि महतामपि ॥१॥
पतिव्रतेयं कल्याणी लोपामुद्रा सधर्मिणी ॥
तवाङ्गच्छायया तुल्या यत्कथा पुण्यकारिणी ॥२॥

હે ? મહાભાગ્યશાળી અગસ્ત્ય મુનિ દેવોને આવવાનું કારણ સાંભળો. (એમ કહી સર્વ વૃતાન્ત કહી સંભળાવ્યું ) તમે ધન્ય છો, કૃતાર્થ છો, તથા મહાન્ મુનિયોમાં માનનીય છો. કારણ કે તમારાં ધર્મપત્ની સતી લોપામુદ્રા તમારી છાયા પેઠે વર્તનારાં પતિવ્રતા છે; અને જેની કથા (ચારિત્ર) કરવાથી મહા પુણ્ય થાય છે. ૧-૨

पतिव्रतास्वरुंधत्या सावित्र्याप्यनसूयया ॥
शांडिल्यया च सत्या च लक्ष्म्या च शतरूपया ॥३॥
मेनया च सुनीत्या च संज्ञया स्वाहया तथा ॥
यथैषा वर्ण्यते श्रेष्ठा न तथान्येति निश्चितम् ॥४॥

પતિવ્રતાઓમાં શ્રેષ્ઠ એવાં અરૂંધતી, ( વસિષ્ઠ મુનિનાં ધર્મપત્ની ) સાવિત્રી, ( બ્રહ્માજીનાં પત્ની ) અનસૂયા, ( અત્રિ ઋષિનાં પત્ની ) અને સતીઓનાં શિરોમણી અગ્નિની માતા શાંડિલ્યા, ( કૌશિકનાં પત્ની ) દક્ષ દુહિતા સતી પાર્વતી, ( શ્રી શંકરનાં પત્ની ) લક્ષ્મીજી, ( શ્રી વિષ્ણુનાં પત્ની ) શતરૂપા, ( સ્વાયંભુવ મનુના ધર્મ પત્ની ) મેના, ( હિમાચળનાં પત્ની ) અને ધ્રુવની માતા સુનીતિ, ( ઉત્તાનપાદનાં પત્ની ) સંજ્ઞા, ( વિવસ્વાન્‌નાં પત્ની ) તથા સ્વાહા, ( અગ્નિની સ્ત્રી ) વિગેરે સતી સ્ત્રીઓ જે લોપામુદ્રાનું વર્ણન કરે છે તે પ્રમાણે અન્ય સતીનું વર્ણન થતું નથી. ॥૩-૪॥

भुंक्ते भुक्ते त्वयि मुने तिष्ठति त्वयि तिष्ठति ॥
विनिद्रिते च निद्राति प्रथमं प्रति बुध्यते ॥ ५ ॥

હે ! મુનિ સતી લોપામુદ્રા આપને જમાડી જમે છે. આપ બેઠા પછી તે બેસે છે, અને તમો સૂતા પછી સૂએ છે, તથા જાગ્યા પહેલાં તે જાગ્રત થાય છે. ( નિદ્રાનો ત્યાગ કરે છે. ) ૫

अनलंकृतमात्मानं तव नो दर्शयेत्क्वचित् ॥
कार्यार्थे प्रोषिते क्वापि सर्वमण्डनवर्जिता ॥ ६ ॥

કોઈ દિવસ પોતાનું શરીર શણગાર પેહર્યા વિના તમને દેખાડતાં નથી, અને કદાપિ તમે કાર્ય પ્રસંગે પ્રવાસમાં જાઓ ત્યારે સૌભાગ્યશણગાર સિવાય બીજો શણગાર ધારણ કરતાં નથી. ૬

न च तेनाम गृह्णीयात्तवायुष्यविवृद्धये ॥
पुरुषान्तरनामापि न गृह्णाति कदाचन ॥ ७ ॥

તમારા આયુષ્યની વૃદ્ધિ થવા માટે વાણીથી તમારૂં નામ બોલતાં નથી, તેમજ અન્ય પુરુષનું નામ કદાપિ લેતાં નથી. ૭

आक्रुष्टापि न चाक्रोशेत्ताडितापि प्रसीदति ॥
इदं कुरु कृतं स्वामिन् मन्यतामिति वक्ति च ॥८॥

તમે ક્રોધ કરો તો સામાં ક્રોધ કરતાં નથી અને શિક્ષા કરો તો પણ પ્રસન્ન રહે છે. તથા "આ કામ કર!" એમ કહેતાં હે! સ્વામિનાથ તે કરેલું જ માનો તેમ કહે છે. ૮

आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छति सत्वरम् ॥
किमर्थं व्याहृता नाथ सुप्रसादो विधीयताम् ॥९॥

તમે બોલાવો ત્યારે ઘરનાં કામ પડતાં મૂકી તુરત આવે છે અને હે! નાથ જે કામ માટે મને બોલાવી હોય તેની આજ્ઞા કરો. એમ કહી ઉભાં રહે છે. ૯

न चिरं तिष्ठति द्वारि न द्वारमुपसेवते ॥
अदापितं त्वया किंचित् कस्मैचिन्न ददात्यपि ॥१०॥

બહુ વાર બારણામાં ઉભાં રહેતાં નથી. તેમજ ઉમરામાં બેસતાં નથી, અને તમને પૂછ્યા વિના કોઇને કંઇ પણ આપી દેતાં નથી. ૧૦

पूजोपकरणं सर्वमनुक्ता साधयेत्स्वयम् ॥
नियमोदकबर्हींषि पत्रपुष्पाक्षतादिकम् ॥११॥

નિયમ પ્રમાણે જળ, દર્ભ, પત્ર, પુષ્પ, અક્ષત, વિગેરે સર્વ પૂજાની સામગ્રી કહ્યાં પહેલાં તૈયાર રાખે છે. ૧૧

प्रतीक्षमाणावसरं यथा कालोचितं हि यत् ॥
तदुपस्थापयेत्सर्वमनुद्विग्नातिहृष्टवत् ॥१२॥

જે કાળે જે જે ઘટે તે અવસર જોઇને ઉદ્વેગ નહિ પામતાં પ્રસન્ન રહી તે તે સર્વ લાવી આપે છે. ૧૨

सेवेत भर्त्तुरुच्छिष्टमिष्टमन्नं फलादिकम् ॥
महाप्रसाद इत्युक्त्वा पतिदत्तं प्रतीच्छति ॥१३॥

પતિના જમ્યા પછી વધેલું મિષ્ટ અન્ન ફળ વિગેરે ખાય છે અને પતિએ આપેલું હોય તે મહાપ્રસાદ માનીને તેની અત્યંત ઇચ્છા કરે છે. ૧૩

अविभज्य न चाश्नीयाद्देवपित्र्यतिथिष्वपि ॥
परिचारकवर्गेषु गोषु भिक्षुकुलेषु च ॥१४॥

દેવતા, પિતૃ, અતિથિ, ચાકરવર્ગ, ગાયો અને ભિક્ષુકોને કંઇપણ આપ્યા વિના તે જમતાં નથી. ૧૪

संयतोपस्करा दक्षा हृष्टा व्ययपराङ्मुखी ॥
कुर्यात्त्वयाननुज्ञाता नोपवासव्रतादिकम् ॥ १५ ॥

ઘરની અંદર સર્વ સાહિત્યને બરાબર ગોઠવી રાખે છે. પ્રસન્નતાવાળાં છે, તથા ઘરમાં વધારે ખર્ચ થવા દેતાં નથી. તમારી આજ્ઞા ન હોય તો ઉપવાસ વ્રત વિગેરે કરતાં નથી. ૧૫

दूरतो वर्जयेदेषा समाजोत्सवदर्शनम् ॥
नगच्छेत्तीर्थयात्रादिविवाहप्रेक्षणादिषु ॥ १६ ॥

તમારા સિવાય ઉત્સવ એટલે મેળાવડો તથા દર્શન વિગેરેનો દૂરથી ત્યાગ કરે છે. તથા તીર્થયાત્રા કે વિવાહાદિકમાં પણ જતાં નથી. ૧૬

सुखसुप्तं सुखासीनं रममाणं यदृच्छया ॥
आंतरेष्वपि कार्येषु पतिं नोत्थापयेत्क्वचित् ॥ १७ ॥

સુખે સૂતેલા, શાન્તિપૂર્વક બેઠેલા તથા સ્વેચ્છાથી આનંદ નિમગ્ન એવા આપને, જરૂરી કામમાં પણ ઉભા કરતાં નથી. ૧૭ ॥

## ॥ फलश्रुतिः ॥

लोपामुद्राचरित्रस्य पठनं पापनाशनम् ॥
सौभाग्यवर्द्धकं स्त्रीणां नित्यं ज्ञात्वा समुत्सुका ॥१८॥
अनुतिष्ठति या नारी भक्त्या तन्नियमादिकम् ॥
सा पत्युः सुप्रसादाद्धि पतिप्रियतरा भवेत् ॥१९॥

આ મહાપવિત્ર સતી–લોપામુદ્રાનું ચરિત્ર પાપને નાશ કરવા-વાળું, સ્ત્રીઓને સૌભાગ્ય વધારવાવાળું છે. તેનો જે સ્ત્રી ભક્તિવડે નિરંતર તેમાં કહેલા નિયમો પાળી પાઠ કરે છે; તે સ્ત્રી પતિની પ્રસન્નતા મેળવી પતિને પ્રિય (વ્હાલી) થાય છે. ૧૮–૧૯.

ઉપર પ્રમાણે દેવગુરૂએ "સતી–લોપામુદ્રા" નું ચરિત્ર કહ્યું. તે સાંભળી સર્વ દેવતાઓ પ્રસન્ન થયા, અને અગસ્ત્ય મુનિએ પણ દેવનું કાર્ય કર્યું. તે એવી રીતે કે અગસ્ત્ય મુનિએ શ્રી કાશીમાં સર્વ દેવસ્થાનોનાં દર્શન કરી, શ્રી વિશ્વનાથને પ્રણામ કરી, અન્ય તીર્થો જોવાની ઇચ્છાવાળા સતી લોપામુદ્રાની સાથે વિશ્વનાથપુરીનું વર્ણન કરતા કરતા શ્રી કાશીથી પ્રયાણ કર્યું. સર્વ ઋષિ મુનિઓ તેમને સીમાંત (ગામની બહાર) પહોંચાડવા ગયા. ત્યારબાદ થોડેક દૂર જતાં વિંધ્યાચળ પર્વત દૃષ્ટિએ પડયો. વિંધ્યાચળે પણ પોતાના ગુરૂને આવતા જોઇ સાષ્ટાંગ પ્રણામ કર્યા એટલે પૃથ્વીપર આડો પડયો. ત્યારે અગસ્ત્ય મુનિએ કહ્યું કે હું આવું ત્યાં સુધી તું આ પ્રમાણે રહેજે, જે હજુ સુધી ઉત્તર તથા દક્ષિણ હિન્દુસ્તાનના મધ્યભાગમાં પૂર્વ–પશ્ચિમ સૂતેલો છે, અને તે વૃતાન્તને લઇ અદ્યાપિ પર્યન્ત લોકોમાં કહેવત છે કે–" અગસ્ત્યના વાયદા." વિંધ્યાચલની તળેટીમાં ફરનાર મનુષ્યોની વાતો સાંભળતાં ઘણીવાર વિંધ્યાચળની ભૂમિમાં "અગસ્ત્ય" એવો શબ્દ સંભળાય છે તેવી લોકવાર્તા છે.

**ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે સતી લોપામુદ્રા ચરિત્ર નામ સપ્તમ પ્રકાશઃ ॥**

## પ્રકાશ ૮ મો.

# પ્રોષિત ભર્તૃકા—ધર્મ.

(જે સ્ત્રીનો સ્વામિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રીનું કર્ત્તવ્ય)

प्रस्थानाभिमुखे पत्यौ नासन्मंगलभाषिणी ॥
न वार्योसौ निषेधोक्त्या न कार्यं रोदनं तदा ॥१॥

(बृहन्नारदीयपुराण)

જ્યારે પોતાનો સ્વામિ પ્રવાસમાં જવાને માટે તૈયાર થાય ત્યારે અમંગળ શબ્દો બોલવા નહિ, તેમ તેમને જવા માટે ના પાડવી નહિ તથા પ્રયાણ વખતે રડવું નહિ. ૧

धारयेन्मंगलार्थानि किंचिदाभरणानि च ॥
देवताराधनपरा तिष्ठेद् भर्त्तुर्हिते रता ॥२॥

(शुक्रनीति)

જ્યારે સ્વામિ પરદેશ હોય ત્યારે સ્ત્રીએ સૌભાગ્યદર્શક અલંકાર સામાન્ય રીતે પહેરવાં. (સારાં મૂલ્યવાન્ વસ્ત્ર કે ઘરેણાં પહેરવાં નહિ) અને ઇશ્વર આરાધનમાં તત્પર રહી પોતાના સ્વામિનું હિત ઇચ્છવું. ૨ (શુક્રનીતિ)

विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ॥
प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥३॥

(मनुस्मृति)

પોતાનો પતિ ભરણ પોષણની વ્યવસ્થા કરીને પરદેશ જાય ત્યારે સ્ત્રીએ જીતેંદ્રિય રહેવું, તથા નિયમો પાળવા એટલે પર ઘેર કદી ભટકવું નહિ; અને પોતાના ભરણ પોષણની વ્યવસ્થા કર્યા વિના પરદેશ જાય તો સ્ત્રીએ ધંધાથી ( સીવવું, ભરવું, કાંતવું વિગેરથી ) પોતાનું પોષણ કરવું; પરંતુ નિંદિત કાર્ય ( ચોરી કુકર્મ ) કરવાં નહિ. ૩ ( મનુસ્મૃતિ )

श्वश्रूवृद्धास्त्रियोः पार्श्वे निद्रा कार्या न चान्यतः ॥
प्रत्यहं पतिवार्त्ता च तयान्वेष्या प्रयत्नतः ॥४॥
( वृ० ना० )

સ્ત્રીઓને કલંક ઉત્પન્ન થવું તે આ જગતમાં સહજ છે; માટે યુવાવસ્થા પ્રાપ્ત થયેલી સ્ત્રીયે પોતાનો સ્વામિ પ્રવાસમાં હોય ત્યારે સાસુ કે વૃદ્ધ સ્ત્રી પાસે કાયમ સૂવું, અને પોતાના સ્વામિના સુખ સમાચાર મેળવવા યત્ન કરવો. ૪

एवमादि विधातव्यं सत्या पोषितकान्तया ॥
अप्रक्षालनमंगानां मलिनांबरधारणम् ॥ ५ ॥

જેનો પતિ પરદેશ ગયો હોય તેવી સતી સ્ત્રીએ ઉપર કહ્યા પ્રમાણે વર્તવું, તથા ગહુ ચોળીને શરીરના અવયવો ધોવાં નહિ. અને મલિન વસ્ત્ર પહેરવું. ॥ ૫ ॥

तिलकांजनहीनत्वं गंधमाल्यविवर्जितम् ॥
नखरोम्णामसंस्कारो दशनानाममार्जनम् ॥ ६ ॥

જ્યારે પતિ પ્રવાસમાં હોય ત્યારે સ્ત્રીએ નેત્રમાં કાજળ આંજવું નહિ, કપાળમાં ચાંદલો કરવો નહિ, ( સૌભાગ્ય દર્શક સૂક્ષ્મ ચિન્હ માત્ર કરવું. ) તેમજ ચંદન, પુષ્પમાળા ધારણ કરવી નહિ; અને હમેશ વેણી સાફસુફ કરવા, તથા નખ તોડવા પ્રયત્ન કરવો નહિ વળી દાંત પણ રંગાવી શોભાવવા નહિ. ૬ ( બૃહન્નારદીય

क्रीडां शरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ॥
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥७॥
( याज्ञवल्क्यस्मृति )

જે સ્ત્રીનો સ્વામિ પરદેશ ગયો હોય તેવી સ્ત્રીએ રમત, શરીર શૃંગાર અને મેળાની ધામધુમમાં જવું નહિ. વધારે હસવું નહિ તેમ પારકે ઘેર કારણ સિવાય જવું નહિ. ૭

उच्चैर्हासः परैर्नर्म परचेष्टाविचिन्तनम् ॥
स्वेच्छापर्यटनं चैव वरपुंसांगमर्दनम् ॥८॥ ( बृ० पु० )

ઉંચે અવાજે હસવું કે બોલવું નહિ. બીજાની ક્રીડાનું ચિન્તન કરવું નહિ. સ્વેચ્છાચારી થઇ ફરવું નહિ અને સુંદરતાથી શોભતા પરપુરૂષ સાથે ઇચ્છા કરવી નહિ. ૮

अटनं चैकवस्त्रेण निर्लज्जत्वं यथागतिः ॥
इत्यादिदोषाः कथिता योषितो नित्यदुःखदाः ॥९॥

નિર્લજ પણે ( કાંચળી વિના ) એક વસ્ત્ર પહેરી કોઈ પણ સ્થળે જવું નહિ; કારણ કે ઉપર જણાવેલા બધા દોષ સ્ત્રીઓને દુઃખ દેનારા છે. તો જેનો સ્વામિ વિદેશમાં હોય, તે સ્ત્રીએ ઉપરના નિયમો પ્રમાણે વર્તવું, અને તેથીજ આ લોકમાં વખાણવા પાત્ર પોતાનું કુળ તથા કીર્તિ વધે છે.

ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે પ્રોષિત ભર્તૃકા ધર્મ નામ

અષ્ટમ પ્રકાશઃ ॥

## પ્રકાશ ૯ મો.

# રજસ્વલા–ધર્મ.

સ્ત્રીઓએ રજોદર્શન થયા પછી ત્રણ દિવસ સુધી નીચે પ્રમાણે નિયમો અવશ્ય પાળવા.

ऋतौ प्रथमदिवसात्प्रभृति ब्रह्मचारिणी दिवास्वप्नमाञ्जनाश्रुपातस्नानानुलेपनाभ्यङ्गालङ्कारमाल्यनखच्छेदनप्रधावनहसनकथनातिशब्दश्रवणावलेखनायासान्परिहरेत् । दर्भसंस्तरशायिनीं करतलशरावपर्णान्यतमभोजिनीं हविष्याशिनीं त्र्यहं च भर्त्ता संरक्षेत्. ( धन्वन्तरि )

સ્ત્રીએ ઋતુ પ્રાપ્ત થાય તેના પ્રથમ દિવસથી આરંભીને; બ્રહ્મચર્ય પાળવું. દિવસે સૂવું, આંજણ આંજવું, આંસુ પાડવાં, નહાવું, ચંદન–કેસર, અત્તર–અળતો, ( મેંદી વિગેરે અનુલેપનો ) તેલ વિગેરે ચોળવું, વિશેષ [1]અલંકારો–પુષ્પો ધારણ કરવાં, નખ ઉતારવા, બહુ દોડવું, હસવું, વાર્ત્તા કહેવી, ( બહુ બોલવું વિગેરે ) બૂમાટનું સાંભળવું, ખોતરવું વિગેરે પ્રયત્ન નહિ જ કરવો. ( તે સર્વનો ત્યાગ કરવો ) તેમજ રજસ્વલા સ્ત્રીએ દર્ભ ઉપર સૂવું. હાથમાં, મૃત્તિકા પાત્ર, ( કુંડું કિંવા રામપાત્ર ) કે પાતળ, એમાંથી કોઇ પણ પાત્રમાં જમવું. [2]હવિષ્યાન્ન જમવું. આ પ્રમાણે નિયમ પાળનારી સ્ત્રીનું

---

૧ સૌભાગ્ય અલંકાર સિવાય બીજાં અલંકારો ન પહેરવાં.

૨ હવિષ્યાન્નને માટે બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે કે—

अतैलपक्वं मुनयो हविष्यं प्रवदंति च ॥
हविष्यभोजनं नृणामुपवाससमं विदु: ॥ १ ।

( बृहन्नारदीय पुराण )

ધર્મશાસ્ત્રકાર મુનિયો તેલ સિવાય રંધાએલા અન્નને હવિષ્યાન્ન કહેછે. અને તેવા હવિષ્યાન્નનું ભોજન કરવું, તે ઉપવાસ સમાન જાણવું.

ત્રણ દિવસ તેના સ્વામિએ રક્ષણ કરવું. ( તેને શાસ્ત્રના નિયમ પ-ળાવવા. )

प्रथमेऽहनिचाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।
तृतीये रजकी मोक्ता चतुर्थेऽहनि शुध्यति ॥ १ ॥
( बृहन्नारदीय पुराण )

રજસ્વલા સ્ત્રીનું સ્વરૂપ પહેલે દિવસે ચાંડાલીના જેવું સમજવું, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારીના જેવું સમજવું, ત્રીજા દિવસે ધો-બણના જેવું સમજવું. અને ચોથે દિવસે શુદ્ધ થાય છે. ૧

જેથી ઉપર કહેલા રજોદર્શન પછી ત્રણ દિવસ સૂધી રજસ્વલા સ્ત્રીએ સ્પર્શ કરવો નહિ. ચોથે દિવસે નહાયા પછી ગૃહમાં સ્પર્શ કરવા યોગ્ય શુદ્ધ થાય છે, તથા પાંચમે દિવસે સ્નાન કરી દેવ પૂ-જનાદિ પુણ્ય કર્મ કરવા માટે બરાબર શુદ્ધ થાય છે.

" રોગી રજસ્વલાને દેવપિતૃ વિગેરે કર્મ કરવામાં યોગ્ય શુદ્ધતા થઇ શકવા માટે " પારાશર સંહિતા " માં કહ્યું છે કે "—

स्नाता रजस्वला या तु चतुर्थेऽहनि शुध्यति ॥
कुर्याद्रजोनिवृत्तौ तु देवपित्र्यादिकर्म च ॥ २ ॥
रोगेण यद्रजः स्त्रीणामन्वहन्तु प्रवर्त्तते ।
नाशुचिःस्यात्ततस्तेन तत्स्याद्वैकारिकं मतम् ॥ ३ ॥
( पाराशरसंहिता )

રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે નાહીને શુદ્ધ થાય છે. પણ તેવી સ્ત્રીએ રક્ત ( રૂધીર ) વહન બંધ થયા પછી દેવ પિતૃ આદિ કર્મ કરવાં. રોગવાળી રજસ્વલા સ્ત્રોને કહેલા દિવસ વીત્યા બાદ પણ રક્ત દેખાતું હોય તો તેથી તે અશુદ્ધ કહેવાતી નથી; કારણકે તે રજ, વિકારમય માનેલું છે. ૨-૩

"એક રજસ્વલા સ્ત્રીએ બીજી રજસ્વલા સ્ત્રીને અડકવું નહિ, કેમકે તેને માટે "વૃદ્ધાત્રિ સંહિતા" માં કહેલું છે કે.

आर्त्तवाभिप्लुतां नारीमार्त्तवाभिप्लुता स्पृशेत् ॥
स्नात्वोपवासं कुर्यात्सा पञ्चगव्येन शुध्यति ॥ ४ ॥
( वृद्धात्रिसंहिता )

રજસ્વલા સ્ત્રીને અન્ય રજસ્વલાસ્ત્રી સ્પર્શ કરે તો તેવી સ્ત્રી ચોથે દિવસે નાહિને ઉપવાસ કરી પંચગવ્ય પિવાથી શુદ્ધ થાય છે. ૪

"पंचगव्य" ગાયનું દૂધ, ગાયનું ઘી, ગાયનું દહીં, ગોમુત્ર, ગોમય. (છાણુ) રજસ્વલા સ્ત્રીઓએ નીચે લખેલા નિયમો પ્રમાણે વર્ત્તવું તેમ બૃહન્નારદીય પુરાણમાં કહ્યું છે.

स्नानं शौचं तथा गानं रोदनं हसनं तथा ।
यानमभ्यञ्जनं नारी द्यूतं चैवानुलेपनम् ॥ ५ ॥
वर्जयेच्च नमस्कारं देवतानां रजस्वला ॥
रजस्वलायाः संस्पर्शं संभाषं च तया सह ॥ ६ ॥
( वृ. पु. )

રજસ્વલા સ્ત્રીએ ત્રીજે દિવસ સ્નાન કરવું, પણ વધારે પવિત્ર રહેવું નહિ. (મનમાં દુરાચારનો વિચાર ન રાખવો) તેમજ દેવોનાં અને બીજાં ગીતો ગાવાં નહિ. ત્રણ દિવસ રડવું નહિ તથા વધારે હસવું નહિ. ગાડી તથા વાહન ઉપર [૧]મુસાફરી કરવી નહિ. ત્રણ દિવસ સુધી કાજળ આંજવું નહિ. કોઇ પણ પ્રકારની રમત રમવી નહિ. તેમજ સુગંધી ચીજો શરીરે લગાવવી નહિ. રજસ્વલા સ્ત્રીએ દેવતાઓને નમસ્કાર પણ કરવો નહિ તેમજ અન્ય રજસ્વલાનો સ્પર્શ કે તેની સાથે ભાષણ કરવું નહિ. ૫-૬

૧ નદી તથા સમુદ્રનું ઉલ્લંઘન કરવું નહિ, તેવો પણ શાસ્ત્રમાં મત છે.

त्रिरात्रं स्वमुखं नैव दर्शयेच्च रजस्वला ।
स्ववाक्यं श्रावयेन्नैव यावत् स्नात्वा न शुध्यति ॥ ७ ॥
( बृ. पु. )

જ્યાં સુધી સ્નાન કરી શુદ્ધ થઈ નથી ત્યાં સુધી રજસ્વલાસ્ત્રીએ બનતાં સુધી કોઇને પોતાનું મુખ બતાવવું નહિ, તેમજ વચન પણ કોઇને સંભળાવવું નહિ. ૭

स्नात्वान्यं पुरुषं नारी नपश्येच्च रजस्वला ॥
ईक्षेत भास्करं देवं ब्रह्मकूर्चं ततः पिबेत् ॥ ८ ॥
(बृ. पु. )

રજસ્વલા સ્ત્રીએ ચોથે દિવસ સ્નાન કર્યાં પછી પોતાનું મુખ અન્ય પુરુષને બતાવવું નહિ. પરંતુ સ્નાન કરી શ્રી સૂર્ય નારાયણનાં તથા પોતાના પતિનાં દર્શન કરવાં અને ત્યારબાદ “પંચગવ્ય” પીવું. ૮

केवलं पंचगव्यं च क्षीरं वात्मविशुद्धये ॥
यथोपदेशं नियता वर्त्तयेत वरांगना ॥९॥
( बृहन्नारदीयपुराण )

સ્ત્રીઓએ દેહની શુદ્ધિને માટે માત્ર પંચગવ્ય પીવું; અથવા તે ન રૂચે તો માત્ર ગાયનું દૂધ પીવું, કારણ કે ગાયનું દૂધ ઉત્તમ છે, અને તેથી દેહની શુદ્ધિ થાય છે. ૯

ઉપર જણાવેલાં રજસ્વલા ધર્મ જે કોઇ સ્ત્રીઓ પાળશે, તો તે આ લોકમાં વખણાશે, અને ઇશ્વરેચ્છાથી ગર્ભ ધારણ કરી સારા પુત્રનો જન્મ આપશે.

**ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે રજસ્વલા ધર્મ નામ નવમ પ્રકાશઃ**

न शयीतोत्तरशिरा न चैवाधः शिराः क्वचित् ॥
न वस्त्रहीना नोच्छिष्टा न चार्द्रचरणा तथा ॥७॥

( मत्स्यपुराण )

ઉત્તર દિશામાં ઓશીકું રાખી, તેમજ કેવળ ઓશીકા વિના ભૂમીપર માથું રાખી સૂવું નહિ. નગ્ન ( વસ્ત્ર વિના ) સૂવું નહિ. સ્વચ્છ શરીરે તથા સ્વચ્છ વસ્ત્રો પહેરી સૂવું. ભીના પગે સૂવું નહિ. ૭.

शोकं रक्तविमोक्षं च साहसं कुक्कुटासनम् ॥
व्यवायं च दिवास्वापं रात्रौ जागरणं त्यजेत् ॥८॥

( मत्स्य पु० )

ગર્ભવતી સ્ત્રીએ શોક ઉત્પન્ન થાય તેવો વિચાર મનમાં લાવી આંસુ પાડવાં નહિ, સહસા કામ કરવું નહિ, વધારે વખત ઉભાપગે રહેવું નહિ, દુરાચાર કરવો નહિ, દિવસે સૂવું નહિ તથા રાત્રીએ જાગવું નહિ. ૮.

वृक्षं महीं च नाक्रामेत् न प्राकारं पयोनिधिम् ॥
परिखां नैव चाक्रामेदबलागर्भधारिणी ॥९॥

( मत्स्य पु० )

ગર્ભિણી સ્ત્રીએ વૃક્ષ કે કિલ્લાપર ચડવું નહિ. વધારે પંથ કરવો નહિ. સમુદ્રને ( વહાણ કે આગબોટમાં બેસી ) ઓળંગવો નહિ ખાડો કે વિકટ જમીન કૂદીને ટપવી નહિ. ૯.

वल्मिके नाधितिष्ठेत न चोद्विग्नमना भवेत्
विलिखेन्न नखैर्भूमिं नांगारेण च भस्मना

(

ગર્ભની રક્ષા કરવી. અલંકારો પહેરી દેવ પૂજનમાં તત્પર રહેવું. (ગર્ભની રક્ષા માટે ગર્ભરક્ષા કરવાવાળા દેવતાઓનું પૂજન તથા મંત્ર જપ કરાવવા) ૩.

गर्भिणी कुञ्जराश्वादिशैलहर्म्यादिरोहणम् ॥
व्यायामं शीघ्रगमनं शकटारोहणं त्यजेत् ॥४॥

(पद्मपुराण)

ગર્ભવતી સ્ત્રીએ હાથી, ઘોડા વિગેરે વાહન ઉપર કે ગાડામાં બેસવું નહિ. પર્વત કે ઉંચી હવેલી પર ન ચડવું. વધારે પ્રયત્નવાળું કામ કરવું નહિ. તથા દોડવું કે ઉતાવળું ચાલવું નહિ. ૪

नावस्करेषूपविशेत् मुसलोलूखलादिषु ॥
जलं च नावगाहेत शून्यागारं विवर्जयेत् ॥५॥

(पद्मपुराण)

ગર્ભવતી સ્ત્રીએ સાવરણી, ખાંડણીઓ, સાંબેલું, વિગેરે ઉપર બેસવું નહિ. તથા ઊંડા પાણીમાં ઉતરી સ્નાન ન કરવું, અને નિર્જન તથા ભય લાગે તેવી જગ્યામાં વાસ કરવો નહિ. ૫.

अतिरूक्षं तु नाश्नीयादत्यम्लमतिभोजनम् ॥
अत्युष्णमतिशीतं च गुर्वाहारं विवर्जयेत् ॥६॥

(मत्स्यपुराण)

ગર્ભિણીએ બહુ સૂકું, બહુ ખાટું ખાવું નહિ. અને બહુ ઉનું કે ઠંડું પણ ખાવું નહિ, તથા ભારે પડતી ચીજ ખાવી નહિં. કારણકે ગર્ભવતી સ્ત્રીને તેવા પદાર્થની ઇચ્છા થાય, તો પણ મન કબજામાં રાખી તેવી વસ્તુ નહિ ખાવાથી ગર્ભને તથા શરીરને આરોગ્યતા રહે છે. ૬.

न शयीत्तोत्तरशिरा न चैवाधः शिराः क्वचित् ॥
न वस्त्रहीना नोच्छिष्टा न चार्द्रचरणा तथा ॥७॥

( मत्स्यपुराण )

ઉત્તર દિશામાં ઓશીકું રાખી, તેમજ કેવળ ઓશીકા વિના ભૂમીપર માથું રાખી સૂવું નહિ. નગ્ન ( વસ્ત્ર વિના ) સૂવું નહિ. સ્વચ્છ શરીરે તથા સ્વચ્છ વસ્ત્રો પહેરી સૂવું. ભીના પગે સૂવું નહિ. ૭.

शोकं रक्तविमोक्षं च साहसं कुक्कुटासनम् ॥
व्यवायं च दिवास्वापं रात्रौ जागरणं त्यजेत् ॥८॥

( मत्स्य पु० )

ગર્ભવતી સ્ત્રીએ શોક ઉત્પન્ન થાય તેવો વિચાર મનમાં લાવી આંસુ પાડવાં નહિ, સહસા કામ કરવું નહિ, વધારે વખત ઉભાપગે રહેવું નહિ, દુરાચાર કરવો નહિ, દિવસે સૂવું નહિ તથા રાત્રીએ જાગવું નહિ. ૮.

वृक्षं महीं च नाक्रामेत् न प्राकारं पयोनिधिम् ॥
परिखां नैव चाक्रामेदबलागर्भधारिणी ॥९॥

( मत्स्य पु० )

ગર્ભિણી સ્ત્રીએ વૃક્ષ કે કિલ્લાપર ચડવું નહિ. વધારે પંથ કરવો નહિ. સમુદ્રને ( વહાણ કે આગબોટમાં બેસી ) ઓળંગવો નહિ. ખાડો કે વિકટ જમીન કૂદીને ટપવી નહિ. ૯.

वल्मिके नाधितिष्ठेत न चोद्विग्नमना भवेत् ॥
विलिखेन्न नखैर्भूमिं नांगारेण च भस्मना ॥१०॥

( पद्म पु० )

રાફડાપર ચડી ઉભું ન રહેવું, કદી મનમાં ઉદ્વેગ રાખવો નહિ. પૃથ્વી ઉપર નખવડે કે કોલસા વડે લખવું નહિ. રાફડા જેવી (સર્પ વિગેરે ઝેરી જીવની) જગ્યોએ ઉભા રહેવું નહિ; તેમજ નખ તોડવા નહિ. ૧૦

वर्जयेत्कलहं गेहे गात्रभंगं तथैव च ॥
न मुक्तकेशा तिष्ठेत नाशुचिः स्यात्कदाचन ॥११॥

( पद्म पु० )

ઘરમાં કલેશ કરવો નહિ. આળસ મરડવી નહિ. છૂટાવાળ વધારે સમય રાખવા નહિ. અતિ પવિત્રતા રાખવી. ૧૧.

कुस्त्रीभि र्नाभिषेत शूर्पवातं च वर्जयेत् ॥
मृतवत्सादिसंसर्गं परपाकं च सुंदरी ॥१२॥

( ब्रृ० पु० )

દુષ્ટ સ્ત્રીઓ સાથે વાત કરવી નહિ. સૂપડાથી પવન લેવો નહિ જે સ્ત્રીનાં બાળકો વારંવાર મૃત્યુ પામતાં હોય તેવીની સોબત ન કરવી, પારકી રસોઈ જમવી નહિ. ૧૨.

नाविभत्सं किंचिदीक्षेन्नरौद्रां शृणुयात्कथाम् ॥
गुरुं वात्युष्णमाहारमजीर्णं न समाचरेत् ॥ १३ ॥

( ब्रृ० ना० )

ભયંકર વસ્તુ જોવી નહિ. તથા ભયાનક કથા પણ ન સાંભળવી. અતિ ગરમ કે ન પચે તેવી ચીજનો આહાર કરવો નહિ. ૧૩.

इतिवृत्ता भवेन्नारी विशेषण तु गर्भिणी ॥
यश्च तस्यां भवेत्पुत्र : स्थिरायुर्वृद्धिसंयुतः ॥ १४ ॥

( धर्मसिंधु )

ઉપર બતાવેલા નિયમોને જે કોઇ ગર્ભવતી સ્ત્રી સારી રીતે પાળશે, તે સ્ત્રીને શક્તિમાન્ તથા લાંબી આયુષ્યવાળી પ્રજા થશે. માટે તે પ્રમાણે વર્ત્તવા પ્રયત્ન કરવો. ૧૪.

अनेन विधिना साध्वी शोभनं पुत्रमाप्नुयात् ।
अन्यथा गर्भपतनं स्तंभनं वा प्रपद्यते ॥ १५ ॥

[ भगवान्मनुः ]

આ નિયમોવડે વર્ત્તવાવાળી સ્ત્રી સુંદર પુત્રને પામે છે. અને નિયમોથી વિરૂદ્ધ વર્ત્તવાથી ( કહેલ નિયમો નહિ પાળવાથી ) ગર્ભ-પાત થાય છે. અથવા સુકાઇ ( છોડ પડી ) જાય છે. માટે સુઘડ કુલિન સ્ત્રીઓ ઉપરના શાસ્ત્રોકત નિયમોને પાળીને કુળની વૃદ્ધિ કરશો. ૧૫.

**ઇતિ શ્રી મહિલાધર્મ માર્ત્તણ્ડે ગર્ભિણી ધર્મ નામ દશમ: પ્રકાશ:**



## પ્રકાશ ૧૧ મો.

# વિધવા-ધર્મ.



વિધવા સ્ત્રી સર્વ અમંગળ પદાર્થથી પણ અમંગળ છે. કારણ કે વિધવા સ્ત્રીનાં દર્શન કરવાથી કોઇ પણ કાર્યની સિદ્ધિ કદાપી કોઇ પણ સ્થળે થતી નથી. પરંતુ જે સ્ત્રી વિધવા થયાં છતાં સદાચાર પાળે તો તે નિરંતર પવિત્ર ગણાય છે; માટે વિધવા સ્ત્રીઓએ પાળવાના નિયમો નીચે પ્રમાણે છે.

पत्यौ मृते तु भार्याणां विधिद्वयमुदीरितम् ॥
वैधव्यं पालयेत् सम्यक् सहाग्निगमनं तु वा ॥१॥

( धर्माब्धि )

પતિનું ભવિષ્ય થયા પછી સ્ત્રીઓને બે પ્રકારના નિયમો શાસ્ત્રમાં કહ્યાં છે. (૧) ધર્મ શાસ્ત્રમાં કહેલો વિધવા ધર્મ પાળવો. (૨) એક ચિતામાં સાથે બળવું.

આ પ્રમાણે બે નિયમો છે, પરંતુ હાલના વખતમાં બીજો નિયમ બળી મરવાનો (જેને સૌ સતી થવાનું કહે છે તે) બંધ થયો છે; માટે વિધવા ધર્મ બરાબર પાળવો તેજ ઉત્તમ છે. ૧

पत्यौ मृते तु या योषिद्वैधव्यं पालयेत्सदा ॥
सा पुनः प्राप्य भर्तारं स्वर्गसौख्यं समश्नुते ॥२॥

જે સ્ત્રી પોતાના પતિના ભવિષ્ય પછી, વિધવા ધર્મ સદાચરણ સહિત પાળે છે, તે સ્ત્રી અવસાન પછી સ્વર્ગવાસી પતિને પામી તેની સાથે સ્વર્ગ લોકનું સુખ ભોગવે છે. ૨

विधवा पालये च्छीलं शीलभंगात्पतत्यधः ॥
तद्गुणादपि स्वर्गात्पतिः पतति सर्वथा ॥३॥
तस्याः पिता च माता च भ्रातृवर्गस्तथैव च ॥

વિધવા સ્ત્રીએ સદાચાર હમેશાં પાળવો. જો સદાચાર ન પાળે તો દુરાચારના પાપથી પોતે નરકમાં જાય છે, અને પોતાના સદાચારી પતિને સ્વર્ગમાંથી નરકમાં પાડે છે. વળી સદાચાર પાળનારાં પોતાનાં માતા, પિતા, ભાઇ વિગેરે ઉત્તમ ગતિ પામ્યા હોય તેને પણ વિધવા સ્ત્રી દુરાચારથી નરકમાં પાડે છે; માટે સદાચાર પાળવાથી જ સર્વને સુખ મળે છે. ૩.

मृते भर्त्तरि साध्वीस्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ॥
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥४॥

( मनुस्मृति )

જેવી રીતે સનકાદિક તથા વાલખિલ્યાદિક ઋષિઓ પુત્ર વિનાના છતાં બ્રહ્મચર્યના પ્રભાવથી સ્વર્ગને પામ્યા છે; તેવી રીતે પોતાના પતિનું ભવિષ્ય થયા પછી વિધવા સ્ત્રીએ બ્રહ્મચર્યાવસ્થામાં ( જીતેંદ્રિય ) રહેવું, કારણકે તેથી તે સ્ત્રી પુત્ર વિનાની હોય તો પણ સ્વર્ગને પામે છે. ૪.

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ॥
न तु नामापि गृह्णीयात् पत्यौ प्रेते परस्य तु ॥५॥

વિધવા સ્ત્રીએ કંદમૂળ અથવા ફળફૂલ ખાઇ પોતાના દેહને દમવો; ( ઇન્દ્રિયો નિયમમાં રાખવી ) અને પતિના ભવિષ્ય પછી દુરાચરણથી કોઇ અન્ય પુરૂષનું નામ પણ મુખેથી લેવું નહિ, અને શિયળ બરાબર પાળવું. ૫.

विधवाकबरीबन्धो भर्तृबन्धाय जायते ॥
शिरसो वपनं कार्यं तस्माद्विधवया सदा ॥६॥

( वृ० ना० पु० )

વિધવા સ્ત્રીએ પતિના મરણ પછી પોતાના માથાના વાળથી અંબોડો વાળવો નહિ; કારણકે વાળની ગાંઠ બાંધવાથી પોતાના પતિનું પરલોકમાં બંધન થાય છે, ( દુઃખી થાય છે ) માટે વિધવાએ વાળ રાખવા નહિ. ( મુંડન કરાવવું. ) ૬.

एकाहारः सदाकार्यो न द्वितीयः कथंचन ॥
पर्यंकशायिनी नारी विधवा पातयेत्पतिम् ॥७॥
तस्माद्भूशयनं कार्यं पतिसौख्यसमीहया ॥
नैवांगोद्वर्त्तनं कार्यं गन्धद्रव्यस्य सेवनम् ॥८॥

( बृ० पु०—धर्माब्धि )

વિધવા સ્ત્રીએ એક વાર જમવું, ( પોતાની મનની વૃત્તિ નિયમમાં રહે તે પ્રમાણે ખોરાક લેવો ) તથા કદાપિ પલંગ ઉપર સૂવું નહિ; કારણકે પલંગપર સૂવાથી મરણ પામેલા પતિને નરક મળે છે. માટે સ્વર્ગવાસી પતિનું ભલું ઇચ્છનારી વિધવા સ્ત્રીએ પૃથ્વી પર પથારી કરી સૂવું. કોઇ પણ રોગના કારણથી રોગ મટે ત્યાંસુધી ખાટલે સુવું, અને શરીરે સુગંધી પદાર્થો લગાડવા નહિ તેમ પાસે રાખવા નહિ. ૭—૮.

केशरंजनतांबूलं गंधपुष्पादि सेवनम् ॥
भूषितं रंगवस्त्रं च कांस्यपात्रे च भोजनम् ॥९॥
द्विवारं भोजनं चाक्ष्णोरंजनं वर्जयेत्सदा ॥
स्नात्वा शुक्लांबरधरा जितक्रोधा जितेंद्रिया ॥१०॥

( वृद्धहारितसंहिता )

વિધવાએ ચોટલો વાળવો નહિ, પાન ખાવું નહિ, ચંદન–ફુલ ધારણ કરવાં નહિ, શોભિત તથા રંગેલાં વસ્ત્ર પહેરવાં નહિ, કાંસાના પાત્રમાં જમવું નહિ, બે વાર ભોજન કરવું નહિ, આંખો આંજવી નહિ. નિત્ય નાહીને ધોળાં વસ્ત્ર પહેરવાં. ક્રોધને જીતવો અને ઇંદ્રીઓને વશ રાખવી. ૯–૧૦.

तर्पणं प्रत्यहं कार्यं भर्तुः कुशतिलोदकैः ॥
तत्पितुस्तत्पितुश्चापि नामगोत्रादिपूर्वकम् ॥ ११ ॥
[ बृ० पु० ]

વિધવા સ્ત્રીએ પ્રતિદિન મરણ પામેલા પતિનું, સસરાનું તથા વડસસરાનું નામ, ગોત્ર સાથે બોલી દર્ભ, તલ અને જળવડે તર્પણ કરવું. ‡ ૧૧

---

‡ વિધવા સ્ત્રીને આહ્નિકમાં બતાવેલું શું શું કરવાનું જરૂરનું છે તે નીચે પ્રમાણે.

વિધવાસ્ત્રીએ સવારમાં શૌચ તથા દંતધાવન કરી આહ્નિકમાં બતાવ્યા પ્રમાણે પ્રાતઃસ્મરણ કરવું. બાકી સ્નાન વિધિમાં કહ્યા પ્રમાણે સ્નાન કરી ધોળાં વસ્ત્ર પહેરી માત્ર ભસ્મ ધારણ કરી પ્રાતઃ સૂર્યાર્ઘ્ય વિગેરે કરવું. જો પતિની છબી અથવા પાદુકા હોય તો તેની પૂજા કરવી. પછી તુલસી પૂજાના સંકલ્પમાં આ પ્રમાણે ફેરફાર કરવો,

" ममपत्युः परलोके अखंडसुखप्राप्त्यर्थं " બને તો ષોડશોપચારથી પૂજા કરવી, નહિતો પંચોપચાર ( ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય ) થી પૂજા કરવી ત્યાર પછી પાર્થિવ પૂજન કરવું, પછી યથાશકિત અન્નદાન કરવું, માધ્યાહ્નિક સુર્યાર્ઘ્ય આપવા, પછી ઉપર શ્લોકમાં બતાવેલું તર્પણ અપુત્ર વિધવાએ કરવું. ( જેને પુત્ર હોય તેવી વિધવા સ્ત્રીએ તર્પણ કરવું નહિ ) આ તર્પણનો પ્રકાર માત્ર વિધવા માટે જ છે, તેથી આ વિષયમાં બતાવ્યો છે તે નીચે પ્રમાણે. ઉગમણા અથવા ઉતરાદા મુખે બેસી સંકલ્પ કરવો.

अद्येत्यादि० अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे श्री परमेश्वरप्रीत्यर्थं ममपत्युः परलोके अखंडसुखप्राप्त्यर्थं तर्पणाख्यकर्माहंकरिष्ये,

वैशाखे कार्त्तिके माघे विशेषनियमांश्चरेत् ॥
स्नानं दानं तीर्थयात्रां विष्णोर्नामादिकं मुहु : ॥१२॥
( काशीखंड )

વૈશાખ, કાર્તિક અને માઘ મહિનાઓમાં વિશેષે કરીને વિધવા સ્ત્રીએ સ્નાન, દાન, તિર્થયાત્રા તથા ઉપવાસ ચાંદ્રાયણ વિગેરે કરવાં; તથા વિષ્ણુ,-શિવ વિગેરેના નામ ( મંત્ર ) નું મનન કરવું, તથા શ્રવણ કરવું ૧૨ ( કાશીખંડ )

---

સંકલ્પ મૂકી તરભાણીમાં જળ, ચંદન, તલ તથા તુલસી પત્ર નાંખી, ગંગાદિ તીર્થોની ભાવના કરી પોતાના જમણા હાથમાં દર્ભ રાખી તેમાંથી અંજલિ ( ખોબો ) ભરી નીચેના મંત્રથી ત્રણ વાર બીજી તરભાણીમાં આપવી.

* आब्रह्मस्तंबपर्यंतं देवर्षिपितृमानवाः ॥
तृप्यंतु पितरः सर्वे मातृमातामहादयः ॥१॥
अतीतकुलकोटीनां सप्तद्वीपनिवासिनाम् ॥
आब्रह्मभुवनाल्लोकादिदमस्तु तिलोदकम् ॥२॥

પછી પતિનું ગોત્ર સાથે નામ સ્મરણ કરી इदं जलं तस्मै नमम એમ બોલી ત્રણ અંજલિ ભરી આપવી, પછી પોતાના સસરા હયાત ન હોય તો તેનું પણ નામ—ગોત્ર સ્મરણ કરી इदं जलं तस्मै नमम એમ બોલી ત્રણ અંજલિ આપવી તથા તે પછી વડ સસરાના નામ-ગોત્રનું સ્મરણ કરી इदं जलं तस्मै नमम એમ બોલી ત્રણ અંજલિ આપવી. પછી નીચે પ્રમાણે સંકલ્પ કરી પરમેશ્વરને અર્પણ કરવું.

*अनेन तर्पणाख्येन कर्मणा मम समस्त पितरस्वरुपी जनार्दनः प्रीयतां नमम તર્પણ કર્યા પછી વૈશ્વદેવ કરવો, બાકીની પરિવેષણ વિધિ છે તે જાણવી. ભોજન વિધિ કરવી, અને સાંજે સાયાર્હ્ન સૂર્યાર્ઘ્ય પ્રકાર કરવો, દીપ સ્થાપન કરવો, અને રાત્રિ જપવિધિ કરવી. રાત્રિ સ્તવન કરી પથારી ઉપર સૂવું. ( શય્યા પ્રકાર જાણવો )

मिष्टान्नं न च भुंक्ते सा न कुर्याद्विभवं व्रज ॥
एकादश्यां न भोक्तव्यं कृष्णजन्माष्टमी दिने ॥१३॥
श्रीरामनवम्यां तु शिवरात्रौ पवित्रया ॥
इत्येवं नियमैर्युक्ता कर्म कूर्यादनिन्दितम् ॥१४॥

( कृष्णजन्मखंडा )

વિધવા સ્ત્રીએ મિષ્ટાન્ન ( પકવાન ) જમવા નહિ તેમજ નાના પ્રકારના વૈભવ કરવા નહિ. પવિત્ર વિધવા સ્ત્રીએ એકાદશી, કૃષ્ણ જનમાષ્ટમી, રામનવમી તથા મહાશિવરાત્રીને દિવસે જમવું નહિ. ( ઉપવાસ કરવા ) ઉપરના નિયમો પાળી સદાચારમાં રહી ઉપ- વાસ, વ્રત વિગેરે કરવાં, પણ કોઈ દિવસ નિંદા થાય તેવું કામ કરવું નહિ. આ પ્રમાણે વિધવા ધર્મ, શાસ્ત્રકારે કહ્યા છે. જે વિધવા સ્ત્રી જીતેંદ્રિય થઇ સદાચારમાં વર્તેછે તેનો પતિ સ્વર્ગનું સુખ ભોગવે છે; અને પોતે પણ આ લોકમાં સત્કીર્તિ પામી મરણ પછી ઉત્તમ ગતિને પામે છે. ૧૩-૧૪.

( કૃષ્ણજન્મખંડ )

ઇતિ શ્રી મહિલા ધર્મ માર્તણ્ડે વિધવા ધર્મ નામ એકાદશ પ્રકાશઃ ॥



## સર્વ સ્ત્રીવર્ગને જાણવા યોગ્ય

# વિમુખ ફળ.

अपत्यलोभाद्या तु स्त्री भर्त्तारमतिवर्त्तते ॥
सेह निंदामवाप्नोति पतिलोकाच्च हीयते ॥१॥

( मनुस्मृति )

સંતાનની ઇચ્છાથી જે સ્ત્રી પતિનો ત્યાગ કરી વ્યભિચાર કરે છે, તે સ્ત્રી આ લોકમાં નિંદાપાત્ર થઇ પરલોકમાં પણ પતિના સુખને પામતી નથી. ( કુકર્મના દોષથી તથા વર્ણશંકર થયેલી પ્રજા સુખને બદલે દુઃખ આપે છે અને સ્વર્ગ મળતું નથી ) ૧. (મનુસ્મૃતિ.)

शीलभंगेन दुर्वृत्ताः पातयंति कुलद्वयम् ॥
पितुः कुलं तथापत्युरिहामुत्र च दुखिताः ॥२॥

( ब्र॰ पु॰ स्कं॰ पु॰ )

શિયળ ભંગ કરવાથી સ્ત્રી પોતાના પિતાના કુળને તથા પતિના કુળને આ જગતમાં દુઃખ આપનારી તથા પરલોકમાં પણ દુઃખ આપનારી થાય છે. ૨.

व्रतोपवासनियमं पतिमुल्लंघ्य या चरेत् ॥
आयुष्यं हरते भर्त्तुर्मृता निरयमृच्छति ॥३॥

જે સ્ત્રી પોતાના પતિના વચનને ઓળંગી વ્રત-ઉપવાસ વિગેરે કરે છે, તે સ્ત્રી પોતાના પતિના આયુષ્યનો ઘટાડો કરે છે; અને મરણ પછી નરકને પામે છે. ૩.

व्रतं चानशनं दानं सत्यं पुण्यं तपश्चिरम् ॥
पतिभक्तिविहीना या भस्मीभूतं निरर्थकम् ॥४॥

( ब्र॰ वै॰ पु॰ )

જે સ્ત્રી વ્રત, ઉપવાસ, દાન, પુણ્ય, તપ વિગેરે જે કાંઇ કરે છે, તે સર્વ પતિની ભક્તિ વિના વ્યર્થ છે. અને તે સર્વ ભસ્મ થાય છે ( ફળને આપતા નથી ) ૪.

दरिद्रं व्याधितं मूर्खं भर्त्तारं या न मन्यते ॥
सामृता जायते व्याली वैधव्यं च पुनः पुनः ॥५॥
( पाराशरसंहिता )

દરિદ્રી, રોગી અને મૂર્ખ પતિની, જે સ્ત્રી અવજ્ઞા ( તિરસ્કાર ) કરે છે. તે સ્ત્રી મૃત્યુ પછી સાપણ થાય છે. અને વારંવાર વિધવા પણાને પામે છે. ૫

उक्ता प्रत्युत्तरं दद्यान्नारी क्रोधेन तत्परा ॥
सरमा जायते ग्रामे शृगाली निर्जने वने ॥६॥
( स्कंदपुराण )

પોતાનો પતિ કાંઇ પણ પૂછે ત્યારે જે સ્ત્રી ક્રોધવાળી થઇ સામો જવાબ આપે છે, તે સ્ત્રી બીજા જન્મમાં કૂતરી અને મનુષ્ય વિનાના વનમાં શિયાળ થાય છે. ૬

या भर्त्तारं परित्यज्य रहश्चरति दुर्मतिः ॥
उलूकी जायते क्रूरा वृक्षकोटरशायिनी ॥७॥

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી, વ્યભિચાર બુદ્ધિથી એકાન્તમાં ફરે છે; તે સ્ત્રી બીજા જન્મમાં વૃક્ષના પોલાણમાં રહેનાર ઘૂવડ પક્ષીનો અવતાર પામે છે. ૭

या भर्त्तारं परित्यज्य मिष्टमश्नाति केवलम् ॥
ग्रामे वा सूकरी भूयाद् वल्गुर्वापि स्वविड्भुजा ॥८॥

જે સ્ત્રી પોતાના પતિનો ત્યાગ કરી ( તેનાથી છૂપી. ) મીઠી વસ્તુ ખાય છે, તે સ્ત્રી બીજા જન્મ વિષે ભૂંડણી અથવા વિષ્ટા ખાનારી વડવાંગડી થાય છે. ૮

या हुंकृत्याप्रियं ब्रूते सा मूका जायते खलु ॥
या सपत्नीं सदेर्ष्येत दुर्भगा च पुनः पुनः ॥ ९ ॥

જે સ્ત્રી પોતાના પતિ સાથે વાતચિતમાં હું
બોલે છે, તે સ્ત્રી બીજા જન્મમાં મૂંગી થાય છે
પોતાની શોકયને ઈર્ષ્યાથી દુઃખ દેછે તે સ્ત્રી, અ
ગિણી થાય છે, એટલે સંસારના સુખને પામતી

ताडिता ताडितुं चेच्छत् सा व्याघ्री वृष
कटाक्षयति यान्यं वै केकराक्षी तु सा भ

પોતાના પતિએ મારી હોય ત્યારે જે સ્ત્રી સા
કરેછે, તે સ્ત્રી બીજા જન્મમાં વાઘણ અથવા
તેમજ જે સ્ત્રી અન્ય પુરૂષના સામું આડી આં
સ્ત્રી ત્રાંસી અથવા ઉંધી આંખવાળી થાય છે. ૧

दृष्टिं विलुप्य भर्त्तुर्या कांचिदन्यं समीक्षते
काणा वा विमुखी चापि कुरुपा चैव ज

જે સ્ત્રી પોતાના પતિની નજર ચુકાવી બીજા
કરે છે, તે સ્ત્રી પછીના જન્મમાં કાંણી અને
કાળી અથવા બેડોળ ) થાય છે. ૧૧

व्यभिचारात्तु भर्त्तुः स्त्री लोके प्राप्नोति नि
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते

જે સ્ત્રી કુકર્મ કરે છે તે સ્ત્રી આ લોકમાં નિં
મરણ પછી તે સ્ત્રી શિયાળ તથા હિંસા કરનાર
તાર પામે છે; વળી નાના પ્રકારના શરીરમાં રોગ
દર, ક્ષય, ભગંદર, રકતપિત્ત, કોડ, વિગેરે
તેથી દુઃખી થઇ મરણ પામે છે. ઉપર કહેલાં દુરાચ
બતાવેલાં છે; તેથી કરીને સ્ત્રી વર્ગે સદાચાર પા
નિરંતર કરવી, તેજ આ લોક તથા પરલોકમાં ઉ
વાનું સાધન છે. ૧૨.

સર્વ સ્ત્રી ઉપયોગી વિમુખફળ સમાપ્ત

# શ્રીસદ્‌બોધ કાવ્ય પ્રકાશ.

## પ્રકાશ ૧૨ મો.

## શ્રી સદ્‌બોધ કાવ્ય.

आदावादि पितामहस्य नियमव्यापारपात्रे जलम्
पश्चात्पन्नगशायिनो भगवतः पादोदकं पावनम् ॥
भूयः शंभुजटाविभूषणमणिर्जह्नोर्महर्षेरियम्
कन्या कल्मषनाशिनी भगवती भागीरथी दृश्यते ॥१॥

૧

### પ્રાતઃકાળે શ્રી કાશીમાં ગંગાતીરના દેખાવનું વર્ણન.

§ રાગ પ્રભાતિ. તાલ—સુલફાગ.

ધન્ય વિશ્વેશને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા—ટેક.
પાછલી રાતના ચાર વાગ્યા હવે, લોક સૌ જાય જો સ્નાન કરવા;
સાજ સંધ્યાતણો કેકની બગલમાં, પુષ્પની છાબ વિશ્વેશ ધરવા.
કેક કીર્ત્તન કરે કેક પ્રીતે કહે, ધન્ય તું ગંગ છો પાપ હરવા;
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા. ૧
કેક બાળા વળી સાદ સખીને કરે, ચાલને બ્હેન તું સ્નાન કરવા;
પુણ્ય ઓઘજ ફળ્યો હર્ષ ઉભરાઈ વળ્યો, ધન્ય છું ગંગમાં આજ પડવા.
તીર ગંગાતણો રમ્ય દેખાય જો, ઉર્મિઓ નાચતી દીસ હરવા;
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા. ૨

§ આ રાગ ઝુલણા છંદમાં તથા બિલાસ વીગેરે રાગોમાં પણ ગાઈ શકાય છે.

ઠાઠ પ્રભાતનો વાત શું વરણવું, દેખવાને ફરી હૃદય લોભે;
જૂજવા રંગની પૂર્વમાં જો પ્રભા, વૃક્ષની હાર પર શુદ્ધ શોભે.
શીત વાયુતણું વમળ વારી થકી, આવતું વૃત્તિઓ શાંત કરવા;
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા. ૩
ચળકતા ઉડુગણો અસ્ત થઈ નાસતાં, ચંદ્રનાં કિરણ નિસ્તેજ પડતાં;
હોડકે સ્વાર થઇ જાતરી આવતાં, હર્ષમાં ગીતની ધુન્ય કરતાં.
દૂર જો પૂલ પર ગાડીઓ આવતી, મારતી સીટીઓ વેગ વધવા;
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા. ૪
વાશિ પુષ્પો વળી કમળ ગુલાબનાં, જળતરંગેથી વીખરાઇ જાતાં.
પાય ઝાંઝર ધરી ઘાટથી ઉતરી, રમણીઓ પૂજતી સૂર્ય ન્હાતાં;
કાષ્ટ-તકતા પરે ભસ્મ અંગે ધરી, બેસીયા વિપ્ર જો જાપ કરવા;
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા. ૫
કૈક સંધ્યા કરે કૈક ધ્યાન જ ધરે, કેક તો વિધિએ ગંગ પૂજે,
તુલસી પત્રને વારિમાં ફેંકતી, વૃદ્ધ બંગાલણો કૈક ધ્રૂજે;
મૈથિલી નારને કૈક નેપાલણો, આવતી દૂરથી સ્નાન કરવા;
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા. ૬.
તીરપર દેવળો જૂજવા લોકનાં, જૂજવા વાદ્યથી ધ્યાન ખેંચે,
કૈક યુવતિ વળી વહન ગંગાપ્રતિ, દીપને પાત્ર સાથે ધરેછે,
કૈક યુવક વળી જળ તરંગે મળી, લાગીઆ મસ્તીમાં ખૂબ તરવા;
ધન્ય વિશ્વેશ ને ધન્ય કાશીપુરી, લાગીઆ શબ્દ જો શ્રવણ પડવા. ૭.
કૈક કુમારિકા વારિ ઉછાળતી, માંજતી કૈક તો સેવ્ય પાત્રો,
આંખ ઉંચી કરી જો વળી બારીએ. વેદ ઉચ્ચારતા શુદ્ધ છાત્રો;
વિમુક્ત વારાણસી ગંગ અમૃત સમી, દેવ વિશ્વેશ કૈલાસવાસી,
સર્વ સાનિધ્ય જય-શંકર આ સ્થળે, અન્યથા સર્વ માનું ઉપાધી. ૮.

બોલો શ્રી કાશી વિશ્વનાથકી જય.

## ૨

### *રાગ-કલ્યાણ.—તાલ દીપચંદી.

રમણી પ્રભાતે ઉઠી [૧]સંચરવું પતિદર્શન સ્નેહેથી કરવું,
હરિહર નામ રટણ આદરવું. રમણી. ૧
વિધિ [૨]વ્યવસિત મન શાંત કરીને સ્નાન [૩]ચિહ્નિત સૌભાગ્યો ધરીને,
મન ઉપચાર સહ દૃઢ કરવું. રમણી. ૨
પ્રિયનો પુજાપો હૃદય ધરાવી મનવચ નિંચલ ધર્મ સોહાવી,
જળચંદન દીપમાળ કરવું. રમણી. ૩
નિત્યવિધિ અવનવી ન કરવી અરૂચિ, આશ્રમનું શુભ લક્ષણ ઇચ્છી.
[૪]આદિત્યાર્ઘો એ કદિ ન વિસરવું. રમણી. ૪
કાર્ય સહ પતિવચને કરવાં, વિણ [૫]આદેશે ચિત નહિ ચહવાં,
એજ [૬]વિભૂષણે હરવું ફરવું. રમણી. ૫
[૭]વૈશ્વદેવાન્ન નિવેદ્ય કરીને અતિથિ પતિસહ વ્હાલ ધરીને,
ભોજનથી મન તૃપ્ત કરવું. રમણી. ૬
પતિ [૮]પરિચર્યા ગૃહનીસેવા મૌક્તિક કહે એ મીઠા મેવા,
સુશિલ એ પતિવ્રત આચરવું. રમણી. ૭

---

## ૩

### કન્યાઓને ગાવાની ગરબી.

#### ઢાળ ગરબી, તાલ-દાદરો.

નિત્ય ચાલો સૌ બ્હેનો નિશાળમાં રે,
લઇ આજ્ઞા માતા પિના ગુરૂતણી રે;
સર્વે સાધનો મળ્યાં છે સ્હેલાઇનાં રે નિત્ય. ૧

---

* આ રાગ ઠુમરી, પિલુ વિગેરેમાં પણ ગાઇ શકાય છે.
૧ કામે લાગવું. ૨ જોડાયેલું. ૩ જણાવેલાં. ૪ સૂર્યને અર્ઘ્ય. ૫ આજ્ઞા.
શણગાર. ૭ વૈશ્વદેવમાટે કરેલું અન્ન. ૮ આજ્ઞા પ્રમાણે વર્તવું.

નહિ એકે દિવસ આવો મળે, પછી આશ્રમ કામો માથે પડે,
રાખો સારો ઉત્સાહ અભ્યાસમાં રે નિત્ય. ૨
ક્યાંઇ ખોટી થવું નહિ વાટમાં રે
રમત જોવી વાટે નહિ સાથમાં રે
[1]કુત્સિત શબ્દો કદિ નહિ [2]ભાખવા રે નિત્ય. ૩
કદિ કુસંગો સાથે રહો નહિ, સારી સંગીની પ્રીતિ તજો નહિ,
રે'વું સદા વસ્ત્રોની સંભાળમાં રે નિત્ય. ૪
સદા નીચી નજરે [3]નિહાળવું, નહિ એકે બીજાને લડાવવું,
વસ્તુ સ્લેટ પેન પુસ્તકોને સાથ લઇ રે નિત્ય. ૫
રહી સંપે સૌ બ્હેનો હેતથી, રહી સાવધ આચારે નેહથી,
નહિ [4]વાક્-વાદથી કદિ બોલવું રે નિત્ય. ૬
ગુરૂજનોને પ્રીતે પાયેપડી, કરજોડી કહેવું પહેલી ઘડી,
સર્વ વિદ્યા સુપ્રીતે ભણાવજો રે. નિત્ય ૭.
ભરતકામ, પાક, વાંચતાં શીખવું, નહિ [6]રોષ રાખી કદિ ખીજવું,
શીખી હુન્નરો સદા ઉલ્લાસમાંરે. નિત્ય ૮.
જો આવી રીતે સૌ વર્તશો, તો તો [7]ભવાબ્ધિ પ્રેમે ઉતરશો.
[8]મૌક્તિક શીખ એજ લઇ સાથમાં રે. નિત્ય ૯.



૪

## કાલિકાના ગરબાનો રાગ—તાલ ધીમો ત્રિતાલ.

ગાઓ ગાઓ મનહર ગુણિઅલ ગોરી કુમારિકા-ધર્મને રે લોલ.
આવો ગાઓ હળીમળી રૂમક ઝુમક ચિત, ચાલથી રે લોલ.
કુમારિકન્યાએ પ્રીતેથી પાળવું, ગુરૂ માતતાત તણું વાક્ય સંભાળવું,
હસવું-[9]વીતાવવું. ચોંપે ન ચાલવું. દ્વારે ન માલવું.

---

૧ ખરાબ. ૨ બોલવા. ૩ જોવું. ૪ એક બીજાને બોલાચાલીની તકરાર. ૫ સારી પ્રીતિથી. ૬ ક્રોધ. ૭ સંસારરૂપ દરીઆ. ૮ મોતી. ૯ તજવું.

નિજ તન મન ધન અરપીને [૧]ધૂર્જટિ-નાથને રે લોલ.
પુષ્પો [૨]બિલ્વી કુંકુંમ અક્ષત સુખકર[૩]સાજને રે લોલ.
ગાઓ. ૧
વડિલ આદેશ ધારો, વ્રતો જરૂર પાળો.
ભક્તિ ઇશે વધારો, દુઃખોને સંહારો.
ગૃહ-કાર્ય પીછાણો, રસોઇ સર્વ જાણો.
નિત્ય સત્ય વાણિ ધારો, આયુષ્યને વધારો.
સર્વ આચાર સારો, પવિત્ર ચિત્ત ધારો.
[૪]દિલભર [૫]ગિરિજા પૂજી પ્રીતે સુશિલ પતિ પામશો રે લોલ
ગાઓ. ૨

---

## ૫

### રાગ—કાફી. તાલ ચા તાલ.

કાત્યાયિની વ્રત આદરશો તો સ્વામિ સુંદર મેળવશો,
સુખે [૬]ભવસિંધુ તરશો. કાત્યાયિની. ૧
સુંદર વ્રત ભાવેથી કરીને [૭]હિમતનયાને રાજી કરીને
આસ્તિક[૮]હૃદયી ખૂબ બનીને [૯]નિયમિત મન કેળવશો.
કાત્યાયિની. ૨
કાત્યાયિનીવ્રત છે બહુ સારાં શ્રી મુરલીધરને મન ભાવ્યાં.
[૧૦]સ્વેચ્છાથી કરશો રઢીયાળાં તો [૧૧]પરમ-સ્થાન તેવડશો.
કાત્યાયિની. ૩
ક્રૂર વિચાર [૧૨]હૃદે નહિ લાવો વિશ્વતણો લેવાને લ્હાવો.
વ્રત જપ નિયમે ઇશને [૧૩]તાવો તો [૧૪]પરમેશને ગમશો.
કાત્યાયિની. ૪

---

૧ શંકર. ૨ બિલિપત્ર. ૩ સામગ્રી. ૪ દિલથી. ૫ પાર્વતી.
૬ સંસારરૂપ દરીઓ. ૭ પાર્વતી. ૮ આસ્થાવાળું હૃદય. ૯ દૃઢ. ૧૦ મનની ઇચ્છા. ૧૧ ઉત્તમ ઠેકાણું. ૧૨ હૃદયે. ૧૩ આરાધો. ૧૪ પરમેશ્વર.

६

## પતિવ્રતાસ્ત્રીઓને ગાવાના ગરબાઓ.

### રાગ, નટ-કેદાર. તાલ—જલદ ત્રિતાલ.

[1]પરમેશ પતિને ગણનાર [2]સાધ્વી (૨)
[3]નિયત નિયત પ્રભુરૂપ ગણી પિયુને
પ્રિય પતિ-સેવા કરનાર સાધ્વી. પરમેશ. ૧
[4]ચિંત્વન ચિતમાં અન્ય ન ધારે પ્રેમ સ્વામિનો કદિ ન વિસારે,
સ્તુતિ હર્ષ હૃદય ઝંખનાર સાધ્વી. પરમેશ. ૨
પતિસેવા મનથી ન વિસારે સેવે હર્ષ ધરી વ્હાલે,
તરી સફળ જન્મ ધરનાર સાધ્વી. પરમેશ. ૩
સુખમય પાલ-કૃપાલજ સ્વામિ, [5]દુઃખદ થાય [6]ગુણહીન [7]હરામી,
પણ અન્ય ભાવ લાવે ન સાધ્વી. પરમેશ. ૪
સ્વર્ગ મોક્ષ સાધન સંપત્તિ પતિ [8]પદપંકજમાં નિજ વૃત્તિ;
મૌક્તિકહાર એ નાર સાધ્વી. પરમેશ. ૫



૭

## રૂક્મિણીનો પત્ર.

### રાગ-*રૂક્મણીના વિવાહનો (દેવી પૂજવાનો મસ લઇ નારીરે) તાલ-દીપચંદી.

સ્વસ્તિ શ્રી પુરી દ્વારિકાં સારી રે, ત્યાંના વાસી સુંદર વનમાળી રે;
ત્રિભુવનમાં સુંદર વર તારાં રે, ગુણો જાણી અતિ રઢીયાળાં રે. ૧

૧ પરમેશ્વર, ૨ પતિવ્રતા. ૩ હંમેશ. ૪ વિચાર. ૫ દુઃખઆપનાર ૬ ગુણવિનાનો. ૭ પ્રપંચી. ૮ ચરણકમળ.

* આ રાગ 'રે' કાઢી નાંખવાથી 'મોરેશ્વર' ના ઢાળમાં તથા મારૂ અને બીજા કેટલાક ગોઝાના રાગોમાં પણ ગવાયછે.

શ્રોતાજન મન તનમાં જનારાં રે, [૧]ત્રિવિધ તાપોને હરનારાં રે;
દૃષ્ટે પડતાં રૂપ તમારૂં રે, સદા મનોરથોને કરનારૂં રે. ૨
થઇ [૨]નિર્ભય મનડું મારૂં રે, [૩]પ્રેખે અવનવું રૂપ તમારૂં રે;
માધવ ઉત્તમ કૂળ તમારૂં રે, સારી વિદ્યાને સુશિલ [૪]પ્રમાણું રે. ૩
[૫]તરૂણાવસ્થા ને ધનના પ્રભાવે રે, વિશ્વ [૬]મોહિની શું ન ફસાયે રે;
સ્વામિ [૭]કિંકરી હું છું તમારી રે, આરે કાયા નથી હવે મારી રે. ૪
[૮]વીણાધારી [૯]ગૃહિણી સ્વીકારો રે, ઇચ્છું આશ્રય એક તમારો રે;
શિશુપાળ શિયાળ ન અડકે રે, કૃષ્ણ કેસરિ જાણી થડકે રે. ૫
જો મેં પુણ્ય કર્યાં હશે ભારી રે, [૧૦]વાપિ [૧૧]કૂપ [૧૨]તડાગ ખોદાવી રે;
યજ્ઞ દાન તપો જપ કીધાં રે, તો તો થાશે જરૂર કાર્ય સીધાં રે. ૬
દેવ બ્રાહ્મણ પૂજન ધારી રે, દાન દઈને પુણ્યોને વધારી રે;
હશે પૂજા ગુરૂની [૧૩]પરેશ રે, તો પધારો [૧૪]ત્વરાથી [૧૫]નરેશ રે. ૭
હસ્તે શિશુપાલાદિ અડકશે રે, ભંગ પતિવ્રત મારૂં ઠરશે રે;
કાંઇ મનમાં [૧૬]અંદેશો ન લાવો રે, નથી મુજ પર સંબંધી દાવો રે. ૮
[૧૭]આસુરિ-લગ્ને વરજો સ્વામિ રે સૈન્ય સર્વે જીતી બહુ નામી રે.
પ્રાક્રમ મૂલ્ય આપી હરી લેજો રે, જરાસંધાદિકને ભેદો રે. ૯.
કદિ શંકા થશે મન ભારી રે, [૧૮]અંતઃપુરનાં સ્ત્રીજન સંહારી રે;
તેની યુક્તિ જણાવું હું તમને રે, કરવાં પડશે દર્શન અમકુળને રે. ૧૦.
[૧૯]નવલ થનારી [૨૦]વધૂ એ કન્યા રે, થાશે પાર્વતી ધામે ધન્યા રે,
સૈન્ય સહિત મંદીરે પધારી રે, હરજો ત્યાંથી મને રે મોરારી રે. ૧૧.
શંકર સમ અન્ય સંત મહાજ્ઞાને રે, ચર્ણકમળને આપી સન્માને રે.
ટાળે અવિદ્યાને ભયહારી રે, ઇચ્છા થાય તેવી મને ભારી રે. ૧૨.
કયારે [૨૧]ચર્ણરજ [૨૨]સરે નહાવું રે, શુદ્ધ [૨૩]સાત્વિકી ગુણે સોહાવું રે.
નહિ મળશે એ ચર્ણ પ્રસાદી રે, તપથી [૨૪]દુર્બળ દેહને ત્યાગીરે. ૧૩

---

૧ ત્રણપ્રકારનાં. ૨ ભયવિનાનું. ૩ જુએ. ૪ માનું ૫ જુવાની. ૬ માયા. ૭ દાસી. ૮ કૃષ્ણ. ૯ સ્ત્રી. ૧૦ વાવ. ૧૧ કુવો. ૧૨ તળાવ. ૧૩ ઇશ્વર. ૧૪ જલદી. ૧૫ રાજા. ૧૬ વ્હેમ. ૧૭ ગંધર્વ-વિવાહ. ૧૮ જનાનું ૧૯ નવી ૨૦ વહુ ૨૧ ચરણની રેતી. ૨૨ સરોવર. ૨૩ સત્વવાળા. ૨૪ બળવિનાનું.

## ૬
## પતિવ્રતાસ્ત્રીઓને ગાવાના ગરબાઓ.

### રાગ, નટ-કેદાર. તાલ—જલદ ત્રિતાલ.

[૧]પરમેશ પતિને ગણનાર [૨]સાધ્વી (૨)
[૩]નિયત નિયત પ્રભુરૂપ ગણી પિયુને
પ્રિય પતિ-સેવા કરનાર સાધ્વી. પરમેશ. ૧
[૪]ચિંત્વન ચિતમાં અન્ય ન ધારે પ્રેમ સ્વામિનો કદિ ન વિસારે,
અતિ હર્ષ હૃદય ઝંખનાર સાધ્વી. પરમેશ. ૨
પતિસેવા મનથી ન વિસારે સેવે હર્ષ ધરી વ્હાલે,
તરી સફળ જન્મ ધરનાર સાધ્વી. પરમેશ. ૩
સુખમય પાલ-કૃપાલજ સ્વામિ, [૫]દુઃખદ થાય [૬]ગુણહીન [૭]હરામી,
પણ અન્ય ભાવ લાવે ન સાધ્વી. પરમેશ. ૪
સ્વર્ગ મોક્ષ સાધન સંપત્તિ પતિ [૮]પદપંકજમાં નિજ વૃત્તિ;
મૌક્તિકહાર એ નાર સાધ્વી. પરમેશ. ૫



## ૭
## રૂક્મિણીનો પત્ર.

### રાગ-*રૂક્મણીના વિવાહનો (દેવી પૂજવાનો મસ લઇ નારીરે) તાલ-દીપચંદી.

સ્વસ્તિ શ્રી પુરી દ્વારિકાં સારી રે, ત્યાંના વાસી સુંદર વનમાળી રે;
ત્રિભુવનમાં સુંદર વર તારાં રે, ગુણો જાણી અતિ રઢીયાળાં રે. ૧

૧ પરમેશ્વર, ૨ પતિવ્રતા. ૩ હંમેશ. ૪ વિચાર. ૫ દુઃખઆપનાર ૬ ગુણવિનાનો. ૭ પ્રપંચી. ૮ ચરણકમળ.

* આ રાગ 'રે' કાઢી નાંખવાથી 'મોરેશ્વર' ના ઢાળમાં તથા મારૂ અને બીજા કેટલાક ઓલાના રાગોમાં પણ ગવાયછે.

શ્રોતાજન મન તનમાં જનારાં રે, [1]ત્રિવિધ તાપોને હરનારાં રે;
દૃષ્ટે પડતાં રૂપ તમારૂં રે, સદા મનોરથોને કરનારૂં રે. ૨
થઇ [2]નિર્ભય મૂનડું મારૂં રે, [3]પ્રેખે અવનવું રૂપ તમારૂં રે;
માધવ ઉત્તમ કૂળ તમારૂં રે, સારી વિદ્યાને સુશિલ [4]પ્રમાણું રે. ૩
[5]તરૂણાવસ્થા ને ધનના પ્રભાવે રે, વિશ્વ [6]મોહિની શું ન ફસાયે રે;
સ્વામિ [7]કિંકરી હું છું તમારી રે, આરે કાયા નથી હવે મારી રે. ૪
[8]વીણાધારી [9]ગૃહિણી સ્વીકારો રે, ઇચ્છું આશ્રય એક તમારો રે;
શિશુપાળ શિયાળ ન અડકે રે, કૃષ્ણ કેસરિ જાણી થડકે રે. ૫
જો મેં પુણ્ય કર્યાં હશે ભારી રે, [10]વાપિ [11]કૂપ [12]તડાગ ખોદાવી રે;
યજ્ઞ દાન તપો જપ કીધાં રે, તો તો થાશે જરૂર કાર્ય સીધાં રે. ૬
દેવ બ્રાહ્મણ પૂજન ધારી રે, દાન દઈને પુણ્યોને વધારી રે;
હશે પૂજા ગુરૂની [13]પરેશ રે, તો પધારો [14]ત્વરાથી [15]નરેશ રે. ૭
હસ્તે શિશુપાલાદિ અડકશે રે, ભંગ પતિવ્રત મારૂં ઠરશે રે;
કાંઇ મનમાં [16]અંદેશો ન લાવો રે, નથી મુજ પર સંબંધી દાવો રે. ૮
[17]આસુરિ-લગ્ને વરજો સ્વામિ રે સૈન્ય સર્વે જીતી બહુ નામી રે.
પ્રાક્રમ મૂલ્ય આપી હરી લેજો રે, જેરાસંધાદિકને ભેદો રે. ૯.
કદિ શંકા થશે મન ભારી રે, [18]અંતઃપુરનાં સ્ત્રીજન સંહારી રે;
તેની યુક્તિ જણાવું હું તમને રે, કરવાં પડશે દર્શન અમકુળને રે. ૧૦.
[19]નવલ થનારી [20]વધૂ એ કન્યા રે, થાશે પાર્વતી ધામે ધન્યા રે,
સૈન્ય સહિત મંદીરે પધારી રે, હરજો ત્યાંથી મને રે મોરારી રે. ૧૧.
શંકર સમ અન્ય સંત મહાજ્ઞાને રે, ચર્ણકમળને આપી સન્માને રે.
ટાળે અવિદ્યાને ભયહારી રે, ઇચ્છા થાય તેવી મને ભારી રે. ૧૨.
ક્યારે [21]ચર્ણરજ [22]સરે નહાવું રે, શુદ્ધ [23]સાત્વિકી ગુણે સોહાવું રે.
નહિ મળશે એ ચર્ણ પ્રસાદી રે, તેથી [24]દુર્બળ દેહને ત્યાગીરે. ૧૩

---

૧ ત્રણપ્રકારનાં. ૨ ભયવિનાનું. ૩ જુએ. ૪ માનું ૫ જુવાની. ૬ માયા. ૭ દાસી- ૮ કૃષ્ણ. ૯ સ્ત્રી, ૧૦ વાવ. ૧૧ કુવો. ૧૨ તળાવ. ૧૩ ઇશ્વર. ૧૪ જલદી. ૧૫ રાજા. ૧૬ વ્હેમ. ૧૭ ગંધર્વ-વિવાહ. ૧૮ જનાનું ૧૯ નવી ૨૦ વહુ ૨૧ ચરણની રેતી. ૨૨ સરોવર. ૨૩ સત્વવાળી. ૨૪ બળવિનાનું.

અર્પી પ્રાણને ક્રોડો જન્મેંરે, થઈશ આપની ઇચ્છાએ મનમાં રે.
માટે વ્હેલેરા આવો સ્વામિ રે, સ્વીકારો વિનતિ [1]અભિરામી રે. ૧૪.
હીરા મૌક્તિક હારે વધાવું રે, અંબિકાના મંદીરે શોભાવું રે.
ભોળાનાથની હોય જો [2]મ્હેરૅ રે, તો તો [3]ઉદ્ભવશે લીલાલ્હેરૅ રે. ૧૫.



## ૮

### રાગ-સારંગ, તાલ-ચલતી.

( હરિભજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય, એ રાગ. )

ધન્ય પ્રમદાનો માર્ગ પરમ છે [4]ઉભય લોકનાં શ્રેયનો. (૨)
જે કાર્ય કરે શુભ યશ પ્રસરે, પ્રાણેશ્વર મન વચ કર્મે રહે;
એ નાથ નિરંતર દુઃખ દહે. ધન્ય. ૧
દુર્ગુણો સદા [5]ભોરિંગ સમા, નહિ રાખે સુંદરિ એની [6]તમા,
તો ભવનાં કાર્ય સર્યાજ સર્યાં. ધન્ય. ૨
કદિ કોપ કરે નિજને ભર્ત્તા, કદિ પ્રસન્ન ચિત્તે મુદ[7] ભરતા,
પણ પૂજ્ય બુદ્ધિથી નીરખવા. ધન્ય. ૩
વ્રત દાન જ્ઞાન સરવે ધરવાં, વિણ આજ્ઞાએ નહિ તે કરવાં,
સંતોષી મને નહિ [8]વિલપવાં. ધન્ય. ૪
પ્રિય મધુર સત્ય વચનો વદીને, સ્વપ્ને પણ અહિત ન આદરીને,
કદિ [9]કટુ વાણિ નહિ કલ્પીને. ધન્ય. ૫
જો અંધ [10]બધિર જડ સ્વામિ મળે, નિર્ધન રોગી રોષી [11]કકળે,
બહુ પ્રસન્ન કરવા કંઈક [12]કળે. ધન્ય. ૬
નહિ વૃથા વાદ નિત આદરવા, અભિમાન આત્મકુળનાં કરવાં,
દુઃખમાં [13]ઉચ્છૃંખલ નહિ ઠરવાં. ધન્ય. ૭

---

૧ આનંદી. ૨ કૃપા. ૩ પ્રગટ થશે. ૪ આ લોક અને પરલોક. ૫ સર્પ. ૬ પરવા. ૭ હર્ષ દેનારા. ૮ તજવાં. ૯ કઠોર વચન. ૧૦ બહેરા. ૧૧ કકળાટ કરનાર. ૧૨ યુક્તિએ. ૧૩ સાહસ.

[1]ઉપહાસ્ય ન થાયે આ જનમાં, નહિ શોક કરે [2]સુહૃદ મનમાં.
[3]કુજનો નિંદે નહિં ત્રિભુવનમાં. ધન્ય. ૮
પતિવ્રતા પરમ શિખ જે ધારે, પતિ [4]આત્મ માતૃકુલ શોભાવે,
તે યમ [5]ગૃહ સ્વપ્ને નહિ જાયે ધન્ય. ૯
પતિવ્રતા-ધર્મને સાચવશે, તેને [6]અમિત પુણ્ય ફળ પાલવશે,
જઈ પરમ ધામ દુઃખો હરશે. ધન્ય. ૧૦

---

૯

## સાત વારની ગરબી.

( રઘુપતિ રામ હૃદયમાં રહેજો રે. ) એ રાગ. તાલ-દીપચંદી.

એવાં વ્રતને શિયળવતી સાચવો રે. ( ૨ ) ટેક.
પ્રિય [7]ચંદ્ર અમૃત દૃષ્ટિ રેડે રે વૃત્તિ જાણી સ્વામિ રહે કેડે રે,
જેથી જાશો [8]સ્વર્લોકને મેડે. એવાં. ૧
[9]ભૌમે મંગળ સંગીત ગાઈ રે હર્ષે રાખો સ્વામિ સુખ ચાહી રે,
સર્વે જાણી એ વ્રતની કમાઇ. એવાં. ૨
બુધે [10]બાઢમ કહી પર નર ત્યાગોરે નિજ પ્રાણેશમાં ચિત્ત રાખોરે,
તેથી સર્વદા [11]સૌખ્ય વિલાસો. એવાં. ૩
[12]બૃહસ્પતિ પ્રમાણ પ્રમાણો રે પતિનું રૂપ અન્ય ન જાણો રે,
[13]શ્રેષ્ઠ વિદ્યા વિલાસને માણો. એવાં. ૪
શુક્રે શાંતિ ધરી [14]વ્રતચારી રે થાજો શાણી સખી સૌ મારી રે,
એથી નિશ્ચય વધશે કમાણી. એવાં. ૫
[15]મંદે [16]મંદ ન રહીએ જાતે રે [17]મિષ્ટ-ખાદ્ય કરી ભલી ભાતરે,

---

૧ મશ્કરી. ૨ સ્નેહી વર્ગ, ૩ દુર્જન. ૪ પોતાનું. ૫ જમલોક. ૬ ઘણું. ૭ સોમવાર. ૮ સ્વર્ગ ૯ મંગળવાર. ૧૦ પ્રતિજ્ઞા. ૧૧ સુખ. ૧૨ ગુરૂવાર. ૧૩ સારી. ૧૪ વ્રત કરનારી. ૧૫ શનિવાર. ૧૬ ધીમા. ૧૭ મીઠા પદાર્થ.

સ્વામિ સંતોષો [1]અભિલાષે. એવાં. ૬
[2]સૂર્યે [3]ભાસ્કરસમ કાંતિ ધરશો રે જો આ પતિવ્રતને નિત્ય ચહશો રે,
અમિત આનંદી એથો બનશો. એવાં. ૭



૧૦

**( પૂજું ગણપતિના પાય પૂજું અંબિકાની પાવડી રે ) ચાંપાનેરના ગરબાનો રાગ. તાલ, દાદરો—હીંચ.**

સ્નેહપાળો નિરધાર સદાચારને નિભાવજો રે;
ખરો ધર્મ સુખસાર મદપૈસાનો ત્યાગજો રે. ટેક. ૧
રૂડો આશ્રમ [4]આગાર નેહે તેને શોભાવજો રે;
કરો વચને કરાર નહિ અસત્ય ભાખશો રે. ૨
રહે પ્રસન્ન મોરાર એવી રીતીને રાખશો રે;
સ્મૃતિ શાસ્ત્ર આધાર રાખી નીતીથી વર્ત્તશો રે. ૩
આશા તૃષ્ણા આ વાર તજી શાંતિથી માલજો રે;
રાખી અંતર ઉલ્લાસે [5]સેવ્યધર્મને પાળજો રે. ૪
કરી ક્રોધ કામ ત્યાગ મોહ સ્વપ્ને ન લાવજો રે;
પરનિંદાનો વાસ શુદ્ધ હૃદયેથી ત્યાગજો રે. ૫
મતિ નિર્મળ વિશાળ રાખી દુર્ગુણોથી નાસજો રે;
ધર્મ વિના સંસાર સાર અંશે ન ધારશો રે. ૬
નિત્ય સેવી ભરથાર [6]મનોવાંછના પૂરી કરો રે;
મળ્યો ઉત્તમ આ જન્મ [7]સુકૃત [8]પૂર્વેના જાણજો રે. ૭
હાથ આવેલ રત્ન નહિ એળે ગુમાવજો રે;
એજ ધર્મ પ્રમાણ સખી સ્નેહેથી મેં કહ્યો રે. ૮
પૂજી મૌકિતક આરામ હીરા હારે શોભાવજો રે;
ધરી એકજ ધ્યાન ભોળાનાથને વધાવજો રે. ૯

૧ ઇચ્છાએ. ૨ રવિવાર. ૩ સૂર્ય. ૪ સ્થાન. ૫ સેવારૂપધર્મ. ૬ મનોરથ ૭ પુણ્ય. ૮ પૂર્વજન્મના.

૧૧.

( પતિત પાવની ગંગાજી પતિત પાવની ) એ રાગ તાલ, દાદરો.

સતી સુવાસિની સાવિત્રી સતી સુવાસિની,
[1]મન્યુ ધ્વંસિની, [2]સ્મર ભ્રંશિની, જન વંદિની,
સંભાવિની, સુરપાલિની રે.
દુર્લભ એવાં સાવિત્રીવ્રત આદર્યાં રે,
ભાગ્ય કેવાં બ્રહ્માએ તેનાં ઘડ્યાં રે,
ધર્મ દ્વારે, ઉભાં સંતાપ કાપે, [3]નૃવર પાસે,
ઉભાં રહ્યાની આશે.
ઉભય માતૃ પિતૃ દુઃખ સર્વ ટા.... ....ળે,
મૃત્યુપાશ સત્ય નાથનો છોડા.... ...વે,
[4]દિવ્યનેત્ર [5]શ્વસુર પામે, મહિમા અપાર જામે.
જન હિત કરી, મનમુદ ભરી [6]સંસૃતિ શોભાવિની રે. સ. સુ.

**સાખી**—પતિવ્રત પાળી સુંદરિ, સેવી નિજ ભરથાર,
સાવિત્રી પદ પંકજે, ધ્યાન ધરો નિરધાર.
સતી માત પાપ તાપ સર્વ કા..........પો,
[7]દુઃખાબ્ધિ વિવિધ તાપો,
પતિવ્રતના ઉત્થાપો,
આરોગ્ય નાથ રાખો,
લઇ એજ શિખ સૌભાગ્યનીરે. સ. સુ.
શિયળ વ્રતનો આ પ્રભાવ,
નરવર સત્યવાન સાવ,
યમદ્વાર ન દૃષ્ટિપાત,
ફરી ઠર્યો ન શી વિખ્યાત,

૧ ક્રોધ મટાડનારાં. ૨ જીતેંદ્રીય. ૩ રાજા (સત્યવાન) ૪ સર્વત્ર દૃષ્ટિ. ૫ સસરા ૬ સંસાર. ૭ દુઃખના સમુદ્રરૂપ નાનાપ્રકારના તાપ.

વન વનમાં ફરી ફરી ફરી,
સુશિલ સત્યને વરી,
[1]જગયશકર [2]વિમલમાત, શિયળને શોભાવિનીરે. સ. સુ.

---

## ૧૨

**( રાધા ગરબે રમે છે રસ રંગમાં રે લોલ ) એ રાગ તાલ–દાદરો.**

**રાધાકૃષ્ણ શ્રી રામ** નામને સ્મરી રે લોલ,
ધારી પ્રમદાના ધર્મ કહું સ્નેહથી રે લોલ. ટેક. ૧
કૃષ્ણ કૃપાની આશ થશે પાળતાં રે લોલ,
ષ્ણની આગળ કૃ રાખી વધાવતાં રે લોલ. ૨
શ્રી પ્રાણેશ અનુરૂપ ભજો ભામિની રે લોલ,
રા[3]ષ્ટ્રે એથી વિખ્યાતી થશે આપની રે લોલ. ૩
મ[4]ન્મથારિ આશિષ ગૃહો ભાવથી રે લોલ,
**રાધાકૃષ્ણ શ્રી રામ** તણા [5]સારથી રે લોલ. ૪
સખિ પુણ્યોનો માર્ગ એ માનજો રે લોલ,
જેથી વિશ્વ વિષે યશ પામશો રે લોલ. ૫
શાણી સંસારે સુખ એથી વાધશે રે લોલ,
[6]ઐહિકામુષ્મિક શ્રેય સહુ સાધશે રે લોલ. ૬
નાથ સર્વ પ્રકારે સુખી રાખવા રે લોલ,
સદાચારોના પંથે પાય માંડવા રે લોલ. ૭
ડરી દુર્ગુણોથી ચોંપે નાસજો રે લોલ,
જેથી [7]પુણ્ય ઉદય પુંજમાં માલજો રે લોલ. ૮
[8]સહસ્ર કામો પડ્યાં મૂકી નાથનું રે લોલ,

---

૧ જગમાં યશને કરવાવાળાં. ૨ નિર્મળ અંતઃકરણવાળાં. ૩ દેશમાં. ૪ મહાદેવ ૫ સાથી ૬ આ લોક અને પરલોકનું કલ્યાણ. ૭ પ્રાપ્ત થએલ પુણ્યનો સમૂહ. ૮ હજાર.

વચન પાળી લાણું લ્યો સાથનું રે લોલ. ૯
સર્વ સ્ત્રીને છે ઇશ સ્વામિ–નાથજી રે લોલ,
ધામ સુખનું સાહેલી ભલી ભાતથી રે લોલ. ૧૦
તેથી શાંતિ સુખ ધામ એ પ્રમાણજો રે લોલ,
શાસ્ત્ર આધાર સાર એ વધાવજો રે લોલ. ૧૧
શોભા સૌભાગ્યની સદા ઇચ્છવી રે લોલ,
ક્ષમા ભૂષણ ગૃહો કહું વીનવી રે લોલ. ૧૨
વસ્ત્ર [1]પ્રૌઢપણાનાં સદા ધારવાં રે લોલ,
કર–કંકણો દાનથી શોભાવવાં રે લોલ. ૧૩
વાળી શ્વસુર–સાસુ સેવથી વિસ્તારવો રે લોલ,
મોતીદામની વિવેકથી ઓપાવવી રે લોલ. ૧૪
રહી સદ્ગુણી સાચી સહિયરે રે લોલ,
કામ ક્રોધ લોભ મોહ જેથી ટળે રે લોલ. ૧૫
મન [2]શમ–દમની સાંકળે બાંધજો રે લોલ,
ગૃહી કુળની મર્યાદ ભલી ભાત જો રે લોલ. ૧૬
નમ્ર વાણિ વિવેકતણી રાખજો રે લોલ,
વૃથા વાદે વિરામ લઇ ચાલજો રે લોલ. ૧૭
હીરા મોતીના હાર રાખો ભાવમાં રે લોલ,
ભોળા શિવને સમરો ધર્મ ધ્યાનમાં રે લોલ. ૧૮



## ૧૩.

## રાસડો.

(વદ્ સાવિત્રીવ્રત આજ પૂરણ કરીએ રે.) એ રાગ. તાલ–ચલતી.

[3]શરદે [4]આલ્હાદક ચંદ્ર સમ પ્રિયતમને રે. (૨)
નીરખી પ્રેમસહ આંપો [5]સુમન–ગુચ્છ એમને રે. (૨)

૧ ગંભીરપણું. ૨ મનની શાંતિ અને ઇંદ્રીયનો નિગ્રહ. ૩ શરદ ઋતુમાં. ૪ આનંદ આપવાવાળો. ૫ પુષ્પનો ગજરો.

કૃષ્ણ–ચંદ્ર બ્રહ્મ શિવરૂપ પતિને પીછાણો રે. (૨)
આશ્રય એ મન–[1]મરાલનું [2]સર છાનો રે. (૨) શરદે૦
પ્રિય નટવરસમ નાથ સંભાળો સાત્વિક દૃષ્ટિએ એકને ભાળો (૨)
[3]અન્યેચ્છાને સંહારો પરણી પ્રિયતમને રે. શરદે૦
બાલા, યુવા અને વૃદ્ધાનારી એજ શિખામણ ગૃહજો સારી. (૨)
પતિવ્રત લેજો સંભાળી પરણી પ્રિયતમને રે શરદે૦
મૌક્તિક રાખે એ આશા તમારી હીરાજડિત બનશે બહુ ભારી. (૨)
વ્રતરૂપ હારે વધાવો ભોળા પ્રિયતમને રે. શરદે૦



## ૧૪.

**( સેવો તમે સનખલપુર રાણી ) એ રાગ. તાલ—દીપચંદી.**

કૃપાનાથ કુશળ સદા કરજો લક્ષ્મીપતિ દુઃખો સહુ હરજો,
ગજાનન વિઘ્નો સંહરજો. કૃપાનાથ. ૧.
નથી ધર્મ–ધ્યાને રહી વ્હાલા નથી સેવ્યા અતિથિ સદા બાલા,
બહુ અપરાધો કીધા ઠાલા. કૃપાનાથ. ૨.
અમોને સૌભાગી અખંડ કરજો અંતર્યામી વિનતિ ચિત ધરજો,
દયા દૃષ્ટિ અમપ્રતિ આદરજો. કૃપાનાથ. ૩.
[4]દયાઘન [5]માર્ત્તંડ સુખ દેજો મહામાયા ભાગ્યવૃદ્ધિ કરજો,
દિન અર્જ મહિલાની ધરજો. કૃપાનાથ. ૪.
અમિત ઉપકાર ગૃહું તારા ભવાબ્ધિનાં દુઃખો હરનારા,
પતિ સુખના ફળને દેનારા. કૃપાનાથ. ૫.



---

૧ મનરૂપી હંસ. ૨ સરોવર. ૩ બીજાની ઇચ્છા ૪ દયારૂપ મેઘના જેવા. ૫ સૂર્ય.

# *કૈવલ્ય-જ્ઞાનોપદેશ.

## ૧૫

### (રાગ ભજનનો તાલ-ચલતી.)

જગદીશ જપરે (૨) જો મર્ણું ભમે છે મા.......થે—ટેક
મર્ણું ભમે છે માથે જમ તો સાથે.......ટેક. જગદીશ૦ ૧
શું સંસારીક મતિ સૂઝી જમ આગળ જઇશ તું ધ્રૂજી
કરીલે હરિ નામની પુંજી, તે આવશે ખપરે (૨) જો મર્ણું૦ જગ૦
રોજ રમતો જમતો તું રહેછે ઝેરમાં બીજાને દુઃખ દેછે
આપ સંસાર સુખ લે છે, તે પુરવનું તપરે (૨) જોમર્ણું૦ જગ૦
ઘેલા જીવ શું થયો ઘરબારી અંતે મીલ્કત નથી કાંઇ તારી
સંસારી જંજાળને, જાણજે લપરે (૨) જોમર્ણું૦ જગદીશ૦ ૪
ગાંડા જીવ શું ગોથાં ખાય છે અભિમાનમાં શું અથડાય છે.
તારા ભજનના દહાડા જાયછે, ચપો ચપરે (૨) જોમર્ણું૦ જગ૦
શું કરે કૃષ્ણની ચોરી શું ઉંઘે જાગ અઘોરી
તારા આયુષ્યની દોરી તે, તુટશે ટપરે (૨) જોમર્ણું૦ જગ૦
આ કાયાનું કોટડું કાચું જમ ઝાલી ભાગશે ડાચું
હીરાલાલનું વેણ છે સાચું, ન જાણશો ગપરે (૨) જોમર્ણું૦ જગ૦



## ૧૬

### ઢાળ—ભજનનો રાગ. તાલ—ચલતી.

### (પ્રહ્લાદની પાટીનો રાગ.)

શ્રી ગુરૂ ચરણે હું જાઉંરે હરિ હરિ, આશ્રય એજ કમાઉં રે હરિ હરિ;
દુઃખ દાવાનળ ભારીરે હરિ હરિ, શાને જીતું જાઉં હારી રે હરિ હરિ.
સુખનું સ્મરણ શ્રી રામરે હરિ હરિ, જાપ જપી લઉં આ ઠામરે હરિ હરિ;
સો વર્ષ આવરદા એ હરિ હરિ, પચાસ નિદ્રામાં જાયે હરિ હરિ.

---

* મોક્ષના જ્ઞાનનો ઉપદેશ.

પચીસ યૌવને જાયેરે હરિ હરિ, બાર બાલાએ સેવાયરે હરિ હરિ;
પાંચે કલહ કરાય રે હરિ હરિ, જંપ નહિ જરી ત્યાંહી રે હરિ હરિ.
માંદગી પાંચે મનાય રે હરિ હરિ, હરિ ભજન તક જાયે હરિ હરિ;
કામ વિષય બહુ કૂડો હરિ હરિ, પ્રાણ *મત્સરમાં ડૂબ્યો હરિ હરિ.
લોભ ને મોહ ન ત્યાગ્યાં હરિ હરિ, યમ ‡પિનાકો લાગ્યાં હરિ હરિ;
જાઉં પડે ન ઉપાયે હરિ હરિ, પ્રભુ ભજન ન થાયે હરિ હરિ.
પછી પસ્તાવે પડવું હરિ હરિ, નરકનાં દુઃખને સહવું હરિ હરિ;
જીવ અભાગી જો રે હરિ હરિ, સાર નથી ભવનો રે હરિ હરિ.
નહિ કોઇ ફંદે ફસારે હરિ હરિ, ભજીલે શ્રી ગોપાલા રે હરિ હરિ;
તો ભવસિંધુ તરાશે રે હરિ હરિ, અમિત જ્ઞાન પમાશે રે હરિ હરિ.



૧૭.

રાગ ધોળ ( રે ઉમેર્યાથી રાસડામાં ગવાય છે. ) તાલ-ધીમોત્રિતાલ

[૧]હંસી શું જાશે મૂકી સરોવર, [૨]વાયસતીર્થે નહાવા;
મૌક્તિક ફળનો ચારો [૩]વિછોડી, [૪]મલિન-ખાદ્ય શું ખાવા. ૧
તન ક્ષણભંગુર [૫]પતંગ સરીખું, દીપની ઝાળે ઝલાશે;
દિવ્ય મનોહર રૂપ સંહારી, પછી પુરી પસ્તાશે. ૨
[૬]પદ્મ દેખી શું [૭]ભીરૂ [૮]કમલિની, [૯]પ્રફુલ્લતાને [૧૦]પ્રસારે;
[૧૧]નિશિ અંધીયારી બનશે ત્યારે, કમલ વિના તું સુકાશે. ૩
ચાર દિવસને ચાંદરણે શું, માયામાં ગોથાં ખાશે;
દેહ અમૂલ્યને ભોગે પછાડી, ટુકટુક તું બની જાશે. ૪
ભોગનો રોગ છે મોટો જગતમાં, માન ગૃહે શા માટે;
[૧૨]ક્લેશ-વિટંબણા વિવિધ વ્યાધિ, દિન રાત્રિ પડે માથે. ૫
તોપણ[૧૩]રાગથી સારાં તે માન્યાં, આવે નહિ કોઇ સાથે;

* ઉછાછળાપણું. ‡ જમના હથિયાર. ૧ મનરૂપી-હંસી. ૨ ખાબોચીયું. ૩ તજી. ૪ ખરાબ પદાર્થ. ૫ પતંગીયું. ૬ કમળ. ૭ બીકણ. ૮ પોયણી. ૯ આનંદપણું. ૧૦ ફેલાવે. ૧૧ રાત. ૧૨ ક્લેશનું દુઃખ. ૧૩ મનનો વેગ.

[1]ધર્મધ્વજા તે ઠેઠ ફરકશે, ભોગ શાને સહવાસે. ૬
સુખ સરીખા કામ ક્રોધનો, સહે અતિ સંતાપે;
તોપણ શાંતિ ન ધારે આ ભવમાં, ફોકટ ફૂલી ફસાશે. ૭
[2]ધૂમના ગોટા ભોગ સરીખા, શાને ગૃહવા જાયે;
હાથમાં તારા કાંઇ ન આવે, ઠાલી ભૂલી શરમાયે. ૮
તપ તિરથ વ્રત નિયમ પાળી, કર કાયાનું કલ્યાણ;
દેહ [3]અહંતા વિષય મમતા, ત્યાગે એ જીવનું [4]તરાણ. ૯
સત્ય વાણીના [5]પ્રેમપ્રલાપે, મન [6]ઇંદ્રિય યમ રાખે;
જ્ઞાન સુબોધ પ્રસારે જગમાં, જીવને શમતા આપે. ૧૦
પૂર્ણ પરાક્રમે મળી આ [7]ભારી, ભજનીક દેહ આ વાર;
મ્હેર થઇ શ્રી [8]અચ્યુતઘનની, ચડે ન મોહ–[9]કાસાર. ૧૧
સાથનું ભાતું કેમ તજે શું, જેથી જઇશ ભવપાર;
[10]ચિંતામણી શીદ હારે નકામો, એળે જશે અવતાર. ૧૨
જ્ઞાન પ્રબોધે [11]ગાઢ–તિમિર ટળે, [12]ભોગ જશે નિરધાર;
સત્ય શ્રવણમાં રહેશે પ્રીતિ, ધર્મની રીતિ વિચાર. ૧૩
કાળશત્રુને જીતી જશે જો, હશે હરિનું વ્હાનું;
ધર્મ શ્રદ્ધાળુ થઈ સ્મૃતીનું, જ્ઞાન શિરોમણી સારૂં. ૧૪
[14]હૃદ્ગત [15]પ્રાપ્ત હોય દયા જો, ખરી ભક્તિ પરમાણ;
[16]અંધ–પરંપરા પકડે ક્ષણમાં, રાખ તું એક નિશાન. ૧૫
સરજનહારને વશ કરીલે, ધર્મની પકડી ડાળી.;
[17]ભ્રમરી [18]કુસુમસમ દુઃખસમુદ્રે, ભમીશ નહિ દયા લાવી. ૧૬
**અમિત** ફળ થશે [19]કલ્પતરૂએ, ધર્મધ્વજાને ધારી;
[20]સરલમાર્ગ એ મિથ્યાજગતનો, જાણો તમે સહુ નારી. ૧૭

---

૧ ધર્મની ધજા. ૨ ધૂમાડો. ૩ અભિમાન. ૪ હોડી. ૫ પ્રેમના વચન. ૬ ઇંદ્રીયને વશ કરવી ૭ સરસ. ૮ પરમાત્મા. ૯ મોહરૂપી તળાવ. ૧૦ ઇચ્છીત ફળ આપનાર. ૧૧ બહુ અંધકાર. ૧૨ વાંછના. ૧૩ શ્રેષ્ઠ. ૧૪ અંતરમાં. ૧૫ થએલી. ૧૬ એકનું જોઇ બીજાએ કરવું તેવો ન્યાય. ૧૭ ભમરી. ૧૮ પુષ્પમાં સપડાયેલી તેમ. ૧૯ કલ્પવૃક્ષ. ૨૦ સીધો રસ્તો.

## ૧૮.

### રાગ ભજનનો. તાલ—ત્રિતાલ.

( જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે )—**એ રાગ.***

હે ! મન તનને શાને દમે નહિ તને ભજનની વાતો ગમે. ટેક.
[1]ભવાટવીની [2]કલ્પિત [3]ભ્રમણા ભમતાં ભોગ વધારે;
આશા તૃષ્ણા તાપ મટે તો, પ્રભુજી જન્મ સુધારે. હે ! મન.
શુભમતિ દાતા ગુણ, ગોવિંદના સદ્‌ગુરૂ રૂપે સ્મરીએ;
મતિ [4]પ્રકાશક [5]તટસ્થ [6]સાક્ષી હરિને નેહે નમીએ. હે ! મન.
ઘટઘટ વ્યાપક નિત્ય નિરંજન પ્રભુપદ હેતે ધરીએ;
[7]આડંબરતા આ દુનિયાની તેને ત્યાગી દઈએ. હે ! મન.
સ્તોત્ર પાઠ-પૂજન જપ-તપ સમ અવર ન કાંઈ સારૂં;
વિષય સુખ [8][9]મિથ્યા-વારિસમ સર્વે એ નઠારૂં. હે ! મન.
સતી લક્ષ્મી [10]પદ પદ્મ સ્પર્શે [11]તન્મહિમા ચિત્ત ધરીએ;
[12]મોરમુગટ શરણે જઈ ભાવે ભવનોપાર ઉતરીએ. હે ! મન.



* ઉત્તરપદ ( નહિ તને ભજનની વાતો ગમે ) નહિ બોલવાથી " મધુવન ના રાગમાં ગવાય છે.

૧ સંસારરૂપી વન ૨ માનેલી ૩ ભટકવાપણું ૪ બુદ્ધિનો પ્રકાશ કરનાર. ૫ ત્રીજા તરીકે ૬ પુરતી કરનાર. ૭ આડંબરપણું. ૮ બીજું ૯ ઝાંઝવાનાં જળ ૧૦ જેનાં ચરણ કમળનો સ્પર્શ કરે. ૧૧ તેનો મહિમા ૧૨ શ્રીકૃષ્ણ

# સતી વનિતા—લતા.



पातिव्रत्येन मूलेन सतीसंगशुभाश्रया ॥
पतिपादोदकप्राप्ता वर्द्धतां वनितालता ॥१॥

પતિવ્રતપણારૂપ મૂળવડે, સતીના સંગરૂપ શુભ આશ્રયવાળી તેમજ પતિના ચરણોદકને પામેલી સતીઓની વેલ વૃદ્ધિ પામો. ॥૧॥

पत्रैः पतिहितैः कार्यैः शीलपुष्पैः प्रफुल्लिता ॥
सुसौभाग्यफला जीयात् श्रीसतीवनितालता ॥२॥

પતિનાં હિતરૂપ પત્રોવડે, શિયળરૂપ પુષ્પોવડે પ્રફુલ્લ થયેલી, સારા સૌભાગ્યરૂપ ફળવાળી શોભાયમાન સતી સ્ત્રીઓની વેલ જય પામો.. ॥૨॥

*રાગ, બિભાસ. તાલ—દીપચંદી.

## લતા—પ્રબંધ.

સુશિલ વનિતા વેલ લવધર ધર્મ સ્હેલ
ધર મન સતી ટેવ મન સુવિચાર ચહી. સુશિલ. ॥૧॥
સુરવર તુચ્છ ત્યાંય વરપર હર્ષે કાય
પરનર ડરી જાય નર ભય સાચવતી. સુશિલ. ॥૨॥
મદ હરિ સાથ શાણિ હરિ કુમતિ પ્રમાણિ
કુમ કુમ ચહિ પાણિ કુમદ વિહરનિ તું. સુશિલ. ॥૩॥
દૃગ પર વસે છાપ પર નર લહે તાપ
નર વર સત્ય માપ વર મન ધારજ તું. સુશિલ. ॥૪॥

* આ રાગ, કવિત, દોહરા, પ્રભાતિ વિગેરેમાં ગાઇ શકાય છે.

### રાગ, દેશ. તાલ—ચોતાલ.

જોશો ! વનિતાઓની લતા પ્રકાશી નેહથી રે. (૨)
સતીઓની માલા મન ધારો દુઃખોનો રહેશે નહિ વારો,
ક્રૂર કપટ પરિહારો મહિલા હેતથી રે. જોશો ! ૧

કૃષ્ણ કૃપામૃત માગું જાણી નિશ્ચય કરતા હિમગિરિ વાણી;
જાણીને છળથી નાસ્યાં એ **પાર્વતી** રે,
વ્રત જપ નિયમે વરિયાં સુરવર ધૂર્જટિ નાથજી રે. જોશો ! ૨

વિશ્વંભર કહેવાયા સ્વામિ પ્રેમ પરીક્ષા ત્યાં શી જામી,
પીપીલીકા પોષણથી સંદેહ પામિયાં રે;
એવાં **લક્ષ્મીજી** વૈકુંઠમાં પ્રીતે રાજતાં રે. જોશો ! ૩

જપ તપ નિયમે ધ્યાન ધરીને આજ્ઞાનો ઉદ્ધાર કરીને,
મુનિ કર્દમના પરીક્ષણે તે ફાવિયાં રે.
એવાં **દેવહુતી** વૈમાને ખૂબ હસાવિયાં રે. જોશો ! ૪

વ્રત જપ નિયમે મન દૃઢ રાખી પૂર્ણ વ્રતથી મત્સર ત્યાગી;
સ્વામિનાં વચનોને શીર ચડાવિયાં રે,
એવાં **શતરૂપા** સતી જગત વિષે બહુ માનિયાં રે. જોશો ! ૫

સાવિત્રી વ્રત જપથી પામી સત્યવાન સ્વામિ આરામી,
યમદ્વારથી પાછા લાવ્યા નાથજી રે;
એવાં **સાવિત્રી** સંતોષ્યા પ્રમદા વ્હાલથી રે. જોશો ! ૬

આધ્યાત્મિક વિદ્યાને આપી સનક સનંદનના આરામી,
સંત સમાગમ વશિષ્ઠ પદમાં શોભતાં રે.
એવાં **અરૂંધતી** સ્વામિના હર્ષે માલતાં રે જોશો ! ૭

અગસ્ત્ય કન્યા માગી ચલ્યા, લગ્ન સમયમાં પણ નહિ આવ્યા
કન્યાના આવાહનથી સુતને વર્યાં રે.
એવાં **લોપામુદ્રા** સતી ધર્મને કહી ગયાં રે. જોશો ! ૮

ધ્યાન સમાધિ ત્યાગી જાણ્યું સતીપાસ ઉમદા જળ માગ્યું,
વર્ષ એકની શરતે ગંગા આવિયાં રે.
એવાં **અનસૂયા** માતાજી પતિને ભાવિયાં રે. જોશો ! ૯

વાલ્મિક મુનિને નો'તી માતા ન હુતા અન્ય સંબંધી જ્ઞાતા
વિદ્યાથી મદમાતા જગમાં શોભતા રે.
એવાં **સરસ્વતી** દેવીનાં સંગિત ઓપતાં રે. જોશો ! ૧૦

સહસ્ત્રધેનુ ગૃહવાને તે જનક સભામાં આવ્યા હેતે.
આધ્યાત્મિક વિદ્યાને જીતી ચાલિયા રે.
એવાં સુશિલ **ગાર્ગીએ** યાજ્ઞવલ્કય સોહાવિયારે જોશો ! ૧૧

ધનુષ બાણને સ્પર્શે સાડી ચક્રાંકિત હરધનું ઉડાડી,
ભાર્ગવનું મન ચિંતા ભ્રમમાં નાંખતાં રે.
એવાં **વૈદેહી** પતિવ્રતને પૂર્ણ શોભાવતાં રે. જોશો ! ૧૨

અહિ ગૃહમાં કંટકને નાંખી રૂધિરસ્રાવ દેખીને ત્રાસી
ચ્યવન ઋષિને જાણી મનથી માનિયારે.
એવાં **સુકન્યાએ** ચ્યવન ચક્ષુ ઉઘાડિયાંરે જોશો ! ૧૩

શુદ્ધ હૃદયથી પતિને માની ન્યાયયુક્ત વચને અભિરામી
સત્ય વાકય નહિ ત્યાગી પતિ શુભ ઇચ્છતાં રે.
એવાં **મંદોદરી**ની વાણીની એ મિષ્ટતારે જોશો ! ૧૪

ગાલવ મુનિસહ ગરૂડ આવી અવિચારે મન બુદ્ધિ તાવી
પ્રાતઃ કાલે મુનિનાં વચનો સાંભળી રે.
એવાં **શાંડીલી** સતી ખગ પાંખોને આપતાંરે. જોશો ! ૧૫

ઇંદ્ર સાથ મદદે નૃપ જાતાં સાથે આગ્રહથી મદમાતાં
ચક્ર ભાંગતાં ધરો ધરાવી રાખતાં રે
એવાં **કૈકેયી** પતિ વચનો મનથી પાળતાં રે. જોશો ! ૧૬

ઇંદ્ર વરૂણ અગ્નિની પરવા ધરી ન પુણ્યશ્લોકને મળવા
ઇંદ્ર વરૂણ નૈષધ સમ થઈને આવિયા રે.
એવાં **દમયંતીએ** મન વચથી ધિક્કારિયા રે. જોશો ! ૧૭

દૈત્ય હરણ કરવામાં ફાવ્યો ક્રૂર વિચાર મને કરી આવ્યો
પ્રપંચના પંજામાં નહિ ઝંપાવિયાં રે
એવાં **મદાલસા** ઋતુધ્વજના કરને પામિયાં રે. જોશો ! ૧૮

અંધ સ્વામિ જાણીને પોતે નેત્રો બંધ કર્યાં છે હોંશે,
પુત્રોની દુષ્ટાચારીને ગણી નહિ રે.
એવાં **ગાંધારીએ** પતિને વાણી ખરી કહી રે. જોશો ! ૧૯

મનવચ કર્મે દૃઢ સંકલ્પે વરી કૃષ્ણને મળવા તલપે,
અંબીકાને મંદિર આવ્યાં ભાવથી રે.
એવાં **રૂકિમણિ** પામ્યાં મનહર નટવર નાથજી રે. જોશો ! ૨૦

મત્સ્ય વેધથી અર્જુન પામી કહી વાત માતાને સામી,
પંચ ભાગમાં રાખો જાણી ખુશી થતાં રે.
એવાં **પાંચાલીએ** પાંડવને સંતોષિયા રે. જોશો ! ૨૧

ક્રીડા કરતાં ઉપવન માંહે સંન્યાસી દર્શન કરી ત્યાંએ,
મનથી માની સ્વામિ લગ્નો ત્યાગિયાં રે.
એવાં અર્જુનસહ **સુભદ્રા** હર્ષ પામિયાં રે. જોશો ! ૨૨

પતિવ્રતતાના પુણ્ય પ્રભાવે સ્વામિનાથ છ મહિને લાવે.
પુરૂષને સ્ત્રી કરતાં મનથી નહિ ડર્યાં રે.
એવાં **સીમંતિનિનાં** પૂર્ણ મનોરથ સર્યાં સર્યાં રે. જોશો ! ૨૩

ભાવ ભૂપ ને મનવચ કર્મે અર્ધાંગી થઇ તોપે ધર્મે,
**કૃષ્ણ–ચંદ્રનો** જન્મ સમય દીપાવતાં રે.
એવાં **નંદકુંવરબા** સતીત્વને શોભાવતાં રે. જોશો ! ૨૪

**ઇતિ શ્રી મહિલા ધર્મ માર્ત્તણ્ડે સ્ત્રી સદ્બોધ કાવ્ય નામ**

દ્વાદશ પ્રકાશઃ

# પરિશિષ્ટમ્.

# ઉપદેશ-મંજરી.



## માલિની વૃત્તમ્.

સુરવર મુનિજનમાં વિપ્ર કે દાનવોમાં
નૃપ વણિજ કુલોમાં કે મહા શૂદ્રજોમાં ॥
પ્રબળતર પ્રતાપી થઇ ગયાં શીલમાં જે
ચરણ કમળ સેવી નાથનું સ્ત્રી જનો તે ॥૧॥



ઋતુરાજ વસંતના પ્રાદુર્ભાવે લતાઓ, સમીપમાં રહેલાં નવાંકુરના કોમળ ફણગાઓથી ઘેઘોર તરૂવરો ઉપર વિકાસી રહી છે. મલયગિરિનો શીત, મંદ અને સુરભી પવન મધુ માધવીના સ્પર્શથી ઉત્સાહી રહી સન્મિત્ર કેતકના સુગંધને હસતો હોયની શું? એવો વાતો હતો. બગીચામાં ગાલીચારૂપે જણાતી સુંદર રેતીના કણોની ધવલતા અને ઇષદ્ રક્તતાને જોઇ, ગર્વિષ્ટ દાડમો આપોઆપ ફાટી પોતાની કળીઓને દેખાડતાં મસ્ત થઇ રહ્યાં છે; તે દાણાઓના આસ્વાદનાં રસિક પોપટ, કોકિલ, મેનાં અને કોયલ કોઆ વિગેરે પક્ષીઓ આસપાસ કોલારવ કરી રહ્યાં છે. ચંપક, બકુલ, જાસમંતી, ટગ્ગર, ભૂરૂહ, કરવીર અને કદલી વૃક્ષો ઉપર ઉડતા ફુવારાનાં સુગંધી વારિના બિંદુઓ મુક્તા ફળની શોભાને અનુરૂપ ધસી આવતાં જેવાં દેખાતાં હતાં. માલતી, જુઇ, જાઇ, ચંબેલી અને નાગરવેલની લતાઓ પૂર જુસ્સામાં વાદ કરતી પ્રસરતી હતી; તેઓનાં આલીંગનથી તૃપ્ત રહેવા ઉત્સાહી વૃક્ષોઅશ્વત્થ, અશોક, કદમ્બ વિગેરે પોતાની ડાળીઓ નીચી નમાવી નવ પલ્લવિત લતાઓના

આરોહણની ઇચ્છા રાખતા હતા, તેને જોઇ નિરૂત્સાહી આમ્ર–પાદપો, સરોવર ઉપરની પ્રભાતની રમણીયતા જોતા જોતા, જળકુકડી અને મનોહર રાજહંસે કુંચિત કરેલાં માર્ત્તણ્ડના આભાસથી વિકાસ પામતાં કમળોની ગંભીરતા ભરેલી શોભા જોડે સરખામણી કરતા કરતા નવ વિકસિતપત્ર અને મોરની સુશોભિત અવસ્થાથી ગંભીરતામાં અમો વધીએ છીએ એમ જાણી આનંદ માનતા હતા; જેની શાખાઓ ઉપર રંગ બેરંગી કોરવાળાં પટુઓ રાખી ઉત્સાહ ભર્યા પવિત્ર બ્રાહ્મણો શૈવાલની કોમળતા અને સુંદરતાથી વર્ષા ઋતુના આભાસને જણાવતા ઓવારાના પગથીઆઓ કટકટ કટકટ ઉતરી જળાશયમાં સ્નાન વિધિથી પવિત્રતાને વધારી કોઇ ઉપસ્થાન કરતા, કોઇ સૂર્યાર્ધ્ય આપતા, શાંત અને તેજસ્વી લાગતા હતા. આમ્ર–મોરના સુગંધમય માધુર્ય ભર્યા રસનાં આઘ્રાણથી મસ્ત મધુકરો, શાખાઓ ઉપરનાં પટુઓને મધપૂડામાની વિસ્મયતાથી ફરતા ગુંજારવ કર્યા જતા હતા. તે વખતે **જ્ઞાનપ્રસારિકા,** અરૂણોદયમાં સ્નાનાદિ પ્રાતઃકૃત્ય પરવારી ત્વરાથી પતિસેવાને અનુરૂપ સામગ્રીઓ સંપાદન કરવા મુખથી સ્તોત્ર પાઠને સંગીતરૂપમાં બોલતી બોલતી પુષ્પોને ચુંટતી બગીચામાં ફરતી. હતી. ગુલાબ, ડોલર, મોગરો, પારિજાત, ગુલદાવદી, સૂર્યમુખી, ગલગોટા વિગેરે પુષ્પો, જાણે એવી આતુરતાથી વિકાસી રહ્યાં હોય કે અમોને જલદી સ્પર્શ કરી, **જ્ઞાનપ્રસારિકા** પવિત્ર કરે એવાં દેખાતાં હતાં. પુત્ર માફક સુમનને જોઇ હર્ષિત થતી સાધ્વી સંભાળથી તેને ગ્રહણ કરી સાચવતી હતી. પોતાનાં સુશિલતા અને પવિત્રતા યુક્ત ધાર્મિક તેજને લીધે કિનારે પાણી ભરતી બાલિકાઓ, લલનાઓ અને બ્રાહ્મણોનાં મનનું તે આકર્પણ કરતી હતી. શ્વેત સાડીના રંગબેરંગી પટાઓ ઉપર સાધ્વીનાં તાપસી તેજ અને ઉદયનાં ઉગ્ર તેજની સ્પર્દ્ધામાં માધ્યસ્થ રહેલા માર્ત્તણ્ડને વિચાર થતો હતો કે–બન્નો તેજમાં કોને સામાન્ય કહેવું ? અને શું ન્યાય કરવો ? એ વિચારે રવિ રક્ત જણાતો હતો. રક્ત જણાવાથી, જ્ઞાન પ્રસારિકાનાં ભાલમાં રહેલાં

સૌભાગ્ય ચિહ્નને જોઇ, સંધ્યાવંદન કરતા બ્રાહ્મણોને ભ્રમ થયો કે સૂર્ય ઉદયાચલ ઉપર છે ! કે સાધ્વીના ભાલમાં છે ! અમારે સૂર્યાર્ધ્ય કોને ઉદ્દેશી આપવો ! આવી બ્રાહ્મણોની ભ્રમણા તજાડવા ભાનુને રકતતા છોડી શ્વેત થવું પડ્યું. જેની કટિમેખલા તથા નૂપુરની ઘુઘરીનો નાદ જાણે નાદ બ્રહ્મ ( શ્રીકૃષ્ણ ) નું ભજન કરતો હોયની શું ! એમ રણરણાટ કરી મૂકતો હતો, રમ્ય મુખથી નિકળતાં સ્તોત્રરૂપ સંગીતનું શ્રવણ કરવા આતુર હરિણો બચ્ચાંઓનું ભાન ભૂલી સ્થિર થઈ રહ્યાં હતાં. જેનાં કરકંકણનાં મિશ્રતેજનાં કિરણથી ઝાંખા પડી જઇ મણિને સંતાડતા નાગ સૌ સૌનાં સ્થાનમાં સંતાઇ રહ્યા હતા. વયેવૃદ્ધ નહિ છતાં જ્ઞાન, ધ્યાન, નિયમ, સંયમ અને પવિત્રતાથી તે મહાવૃદ્ધ અને ગંભીર લાગતી, પતિવ્રતા ધર્મની મૂર્તિમય દેવીને જોઇ; સ્ત્રીત્વનાં પવિત્ર જ્ઞાનને ઇચ્છતી વિદ્યાવિલાસી, સત્યાર્થ સમજવાને ભાવિક, નવલવધૂ **સુબોધ–રસિકા**, વડિલ સાસુજીની આજ્ઞાથી પતિ માટે પૂજોપહાર સામગ્રી તૈયાર કરવા જળ, પુષ્પ, તુલસી, દુર્વા, બિલ્વી વિગેરે લેવા આવતાં, “ તપસ્વિની ! જ્ઞાનદાયિની ! સહચરી ! ” એમ બોલી સહર્ષ ભેટી પડી.

**જ્ઞાનપ્રસારિકા**—સખી ! સુબોધરસિકા ! પ્રસન્ન છો.

( એમ બોલી સજળ નેત્રે )

**સુબોધરસિકા**—સુબુદ્ધ સહચરી ! જ્ઞાનપ્રસારિકા ! પતિ સેવાનો કાલાતિક્રમ, વડિલની આજ્ઞાના ઉલ્લંઘનનો ત્રાસ વિગેરે સહન થઇ શકેછે; પણ તે સંબંધે આપનો સ્નેહાન્વિત ઉપદેશ સાંભળવા તક નહિ મળતાં વિરહ સહન થતો નથી; પરંતુ શું કરૂં, વ્યવહારની વિચિત્રતા વિઘ્ન કરે છે.

**જ્ઞાનપ્રસારિકા**—સખી ! આજે કાંઇ આવતાં વિલંબ થયો ?

**સુબોધરસિકા**—હા. મારા પ્રિયતમના શરીરની સહજ અવ્યવસ્થા હતી, જેથી સેવામાં વિશેષવાર રોકાવું પડયું એઓ નિત્ય વિધિમાં હમણાં જ તત્પર થયા, એટલે પૂજન માટે જળ, પુષ્પ, તુલસી, દુર્વા, બિલ્વી વિગેરે લેવા વડિલ સાસુજીની આજ્ઞાથી આવી છું.

**જ્ઞાનપ્રસારિકા**—વાહ ! વાહ ! સુભાગી જીવ ! આટલી બાલ્યાવસ્થામાં આવું સેવ્ય જ્ઞાન જોઈ હું બહુ પ્રસન્ન થાઉંછું. વડિલની આજ્ઞા પાળવી એ કુલાંગનાઓનો પ્રથમ ધર્મ છે.

**સુબોધરસિકા**—એટલામાં જ જીવનનું સાફલ્ય સમાયેલું છે ?

**જ્ઞાનપ્રસારિકા**—નહિ સખી, તેની સાથે સત્ય બોલવામાં બહુજ તત્પર રહેવું જોઇએ. એક સત્ય-વ્રતનાજ પ્રભાવે હરિશ્ચંદ્ર જેવા મહાન્ રાજાઓ પણ કીર્ત્તિને અમર કરી શ્રી પરમાત્માના ધામને પામી ગયા છે. અસત્ય બોલવું એ સ્ત્રીઓનો સહજ સ્વભાવ છે કહ્યું છે કે:

अनृतं साहसं माया मूर्खत्वमतिलोभता ॥
अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषाः स्वभावजाः ॥१॥

ખોટું બોલવું, સાહસ કરવું, જૂઠું ચરિત્ર કરવું, મૂર્ખપણું, બહુજ લોભ, અપવિત્રપણું, દયાળુપણાનો ત્યાગ, એટલા દોષો સ્ત્રીઓમાં સ્વાભાવિક રહેલા છે; માટે માતા, પિતા, સાસુ-સસરા, પતિ વિગેરેમાં પ્રિય થવાની ઇચ્છા હોય અને કીર્ત્તિની અભિલાષા હોય તો પ્રાણાંત સુધી પણ અસત્ય બોલવું નહિ. સત્ય બોલવાથી દેવતાઓ પ્રસન્ન રહે છે, તેમજ સ્વજન તથા શત્રુઓ પણ પ્રસન્ન રહી સેવકની માફક આધિન થાય છે.

**સુબોધરસિકા**—યથાર્થ છે, પરંતુ સ્ત્રીઓની પ્રસિદ્ધિ એ સ્ત્રી ચરિત્રમાં જ સમાયેલી છે; અને ચરિત્રમાં સત્યાસત્યની જરૂર પડે છે; કારણ, તે વિના હુશિયાર થવાતું નથી અને ગણનામાં અવાતું નથી એમ સંસારીઓ કહે છે.

**જ્ઞાનપ્રસારિકા**—સ્ત્રી ચરિત્રમાં જ સ્ત્રીત્વ સમાયેલું હોય, તો કઇ એવી દુરાચારી સ્ત્રીયે સ્વર્ગીય સુખ મેળવી પરમાર્થનું કાર્ય સાધ્યું ?

**સુબોધરસિકા**—શિયળને પણ કનિષ્ટ માની પરવિલાસ અને તૃષ્ણાની પરિપૂર્ત્તિ ખાતર ધર્મને બ્હાને અધર્મી થઇ, આંડબરવાળી અને અંતરમાં મલિન સ્ત્રીઓએ શું શું નથી કર્યું ? દુનિયામાં સતી-પણું દેખાડી પરદુઃખભંજન વિક્રમાદિત્ય જેવા મહાન્ રાજાઓને પણ છેતર્યા છે, એવી ઇતિહાસિક કથા છે; માટે સ્ત્રી કળા–કોશલ્ય, યુ-ક્તિ–પ્રયુક્તિ, સત્ય–અસત્ય, કર્યા સિવાય ઐહિક સુખને જોઇ શકતી નથી, અને મૂર્ખની ગણત્રીમાં આવે છે, તેનું કેમ ?

**જ્ઞાનપ્રસારિકા**—હે, કોમળ હૃદયી! શરીર જેમ વસ્ત્ર અલં-કાર વિના શોભતું નથી, તેમ શિયળવ્રત વિના પણ શોભતું નથી. શિયળથી જ સાવિત્રી યમદ્વારથી સત્યવાનને છોડાવો શક્યાં. શિયળથી જ સુકન્યાએ દેવવૈદ્ય અશ્વિનીકુમારને પતિના કાર્ય માટે આધિન કર્યા હતા; માટે પતિનેજ ઉદ્દેશી જે જે કાર્યો કરવામાં આવે છે, તેનું નામજ પતિવ્રતા કહેવાય છે. પૃથ્વીમાં ભારરૂપ એવી કઇ દુષ્ટા સ્ત્રીએ આવું અગમ્ય ચરિત્ર કરી બતાવ્યું ? ચરિત્ર અને ચમત્કાર એ સુશિલામાં છે કે દુઃશિલામાં ? કહે જોઇએ વારૂ !

**સુબોધરસિકા**–સખી! ચરિત્રનું યથાર્થ સ્વરૂપ હું આજેજ સમજી.

**જ્ઞાનપ્રસારિકા**—વિશેષ શું કહું. સ્વર્ગ અને મોક્ષનાં સુખનું સાધન કરતાં પુરૂષોને યુગાનુયુગ જતા રહે છે અને મહાન્ કષ્ટ વેઠવું પડે છે; તે સુખ શિયળવતી સ્ત્રીઓ "करामलकवत्" હાથમાં રહેલાં આંગળાંની માફક સહેલાઇથી મેળવી શકે છે, અને તે સત્સં-ગના સ્વીકારથીજ પ્રાપ્ત થાય છે.

**સુબોધરસિકા**—અહો ! શું પતિપરાયણતાનું રહસ્ય આવું ઉત્કર્ષ ભરેલું છે !

**જ્ઞાનપ્રસારિકા** - બ્હેન, સાંભળ. પતિપરાયણતાનાંજ બળથી જગનિયંતા **બ્રહ્મા, વિષ્ણુ** અને **મહેશને** પણ **અનસૂયાજી**એ બાળક બનાવી ભિક્ષા આપી હતી, જેથી લક્ષ્મીજી રામાવતારમાં **અનસૂયાજી** પાસે સ્ત્રીજનોપયોગી બોધ લેવા **વૈદેહી** સ્વરૂપે પધાર્યાં હતાં. માતાજીએ એઓનું સન્માન કર્યાં પછી શું જ્ઞાન કહ્યું હતું તે યાદ છે?

**સુબોધરસિકા**—બ્હેન! બહુ વ્યવસાઈ હોઇ તે જ્ઞાન મ્હારા સ્મૃતિપથમાંથી ગયું છે.

**જ્ઞાનપ્રસારિકા**—સાંભળ ત્યારે.

## શાર્દૂલ-વૃત્તમ્.

" છે દાતા નિજને પતિ સુખતણા સ્વર્લોકના સારથી,
તેના સેવનમાં નહિ મન ધરે દુષ્ટા રહે ત્યારથી;
ધીરજ ધર્મ સુમિત્ર ને સતીતણી દુઃખે પરીક્ષા રહે,
માટે ચિત્ત ધરો પતિ ભજનમાં એ શીખ પોતે કહે. ॥૧॥
રોગી દ્રવ્ય-વિહીન વૃદ્ધ મૂકને નેત્રો ગયાં જેમનાં,
ક્રોધી ને વળી બંધકર્ણ પતિને સેવે ન જે અંગના;
દુઃખોથી અપમાન માન ન ગણે ભૂભારને આપતી,
એવી સ્ત્રી યમદ્વારમાં પડી રહે નાકીં ઠરે આપથી. ॥૨॥

## માલિની.

શિયળવતી સતી તે સ્વામિને દેવ ભાળે,
જપ તપ નિયમેથી સ્વામિનાં ચર્ણ પાળે;
જગ જન મન માંહે છે સતિ ચાર ભાવે,
ભવજલ તરી જાશે દુઃખ તેને ન આવે. ॥૩॥

## શિખરણી.

નહિ સ્વપ્ને પ્રેખે અવર નર તે [1]શ્રેષ્ઠ ઠરશે
રહી [2]મધ્યે તે તો અનુજ સમ માને જગ વિષે ॥
ચહી મર્યાદાને દૃઢતર રહે ધર્મ સમજી
[3]કનિષ્ટા કે'વાશે અવસર ભયે તેજ [4]અધમી ॥૪॥ "

( એમ બોલે છે એટલામાં કરૂણાજનક શબ્દો શ્રવણે પડતાં ચકિત થઇ જુએ છે )

## શાર્દૂલ વૃત્તમ્.

" જાણે આ અગ્નિ પ્રકોપ મુજને દેખાય શું દૃષ્ટિએ
દુર્દૈવે ભગિની રખે દુઃખી થશે ત્રાતા નથી સૃષ્ટિએ ॥
કલ્પું છું મનથી ખરેખર અરે મંદીર એ બ્હેનનું
બાળી ભસ્મ કરે અરે અનલ એ તેની કરૂં શાંતિ હું. ॥૧॥ "

**સુબોધરસિકા**—દેવી ! આ ગંભીર અને કરૂણાજનક શબ્દો કોણ બોલે છે ? " આંહી કોઇ આવતું હોય તેમ જણાય છે. "

અરે ! આ તો તુલસીમાં જલસેક કરે છે. આવો સખી. ( એમ કહી બન્ને સખીઓ તેની પાસે જાય છે. )

**ચંદ્રાવલી**—( સરોવરમાંથી પાણીનું બેડું ભરી ભગવતી વૃંદાને પ્રસન્ન કરવા બગીચામાં આવી તુલસીક્યારામાં પાણી નાંખે છે ) અને બોલે છે.

## વૈતાલીય છંદ.

" કરૂણા કર દેવિ એમને કરજો દૂર હુતાશન ક્રમે,
શિયળ દેવિ નથી ચહ્યું મને પરદુઃખ નથી લહ્યું તને ॥૧॥
સુખ સર્વ તમે સતી તમે નથી આશ્રય કોઇનો મને,
ભગિની તણી રંક કાયને પડી વિપત્તિ વિદાર તાપને ॥૨॥

**સુબોધરસિકા**—બ્હેન! આપ કયા કુળને ઉજવલ કરો છો? અને આપનું નામ શું છે? આપની દયા જનક સ્થિતિ દેખી અમોને દુઃખ ઉત્પન્ન થાય છે.

**ચંદ્રાવલી**—બ્હેન? વ્હાલી બ્હેન? મુજ રંક જેવા પ્રાણીઓ ઉપર માયાળુપણું દેખાડવું એ આપને ઘટે છે. આપની સાથેના દેવીને જોઈ મને એમજ થાય છે કે સાક્ષાત્ મૂર્ત્તિમાન્ દયા મારા દુઃખની શાંતિ કરવા પધાર્યા હોયની શું?

**સુબોધરસિકા**—હા. ખરેખર તેમજ છે. એઓનાં ઐશ્વર્યનું વર્ણન થઇ શકે તેમ નથી. એઓને **જ્ઞાનપ્રસારિકા** એ નામથી સૌ જાણે છે.

**ચંદ્રાવલી**—ખરૂં છે કે એવાઓનાં જ પ્રતાપથી પૃથ્વી ભાર સહન કરી શકે છે અને જ્ઞાન યુકત સત્કર્મથી માર્ત્તણ્ડ પ્રકાશે છે. આ શરીરને **ચંદ્રાવલી** એ નામથી સૌ બોલાવે છે.

**સુબોધરસિકા**—બ્હેન! તમારા ચિત્તની ભ્રમિત સ્થિતિ જોઈ તમો કોઇ અમુક આપત્તિમાં છો એવી કલ્પના થાય છે.

**ચંદ્રાવલી**—અમો એક ગૃહસ્થ પિતાના વંશમાં અવશેષ રહેલી બે બ્હેનો છીએ. ભાગ્યથી નિર્બળ થઇ અમારા માત પિતાએ આ દુનિયાનો ત્યાગ કર્યો; એટલુંજ નહિ પણ ભાવિયોગથી અમારો ગૃહસ્થાશ્રમ એવો છે કે વ્યવહારનાં માનસિક સુખની કલ્પના કરી વૈભવાદિ ઉપચારમાં મનોમય આનંદ માનવો.

**સુબોધરસિકા**—આપની આકૃતિ ઉપરથી હું જાણું છું કે આપ ધર્મશિલ અને ઉદાર છો.

**ચંદ્રાવલી**—ધર્મ પાળવાનો જો વખત મળે તો પતિના ત્રાસથીજ. સિવાય નહિ. અને ઔદાર્યપણું માત્ર ખાનપાન, વિલાસ તથા

તૃષ્ણાની પરિપૂર્તિમાં સમાયેલું છે. માત્ર પતિના ડરથી જ શારીરિક પ્રાયશ્ચિતનો અંશ મારામાં આવ્યો નથી, એટલીજ ભાગ્યશાળી છું.

**સુબોધરસિકા**—આ તુલસીમાં જલસિંચન કરી શું કોઇ મહાન્ કાર્ય સાધવા ધારો છો?

**ચંદ્રાવલી**—આ કાર્યનો પ્રસંગ માત્ર ચિત્તભ્રમ સિવાય કાંઇ નથી. જાણુશો તો હાસ્ય થશે.

**સુબોધરસિકા**—એમાંથી પણ વિશેષ જાણવાનું મળશે.

**ચંદ્રાવલી**—ગઇ રાત્રે બાર વાગે મને એક ભયંકર સ્વપ્ન આવ્યું કે જેનું બ્યાન કહેતાં હું અચકાઉં છું, પરન્તુ તે કુવિચારને અટકાવી મને આશિર્વાદ આપી મારી માતાએ જણાવ્યું કે તારી બ્હેન પ્રાતઃકાલે અમુક આપત્તિમાં આવનાર છે, માટે તું ભગવતી તુલસીમાતાને જલસેક કરજે એટલામાં હું જાગૃત થઇ, અને તે સંબંધે અનેક તર્કવિતર્ક કરવા લાગી તેથી નિદ્રા પણ વેરણ થઇ. સ્વપ્ન સાચું પડશે કે ખોટું! તેમજ મારી બેનને શું આપત્તિ આવશે! એમાંનો કાંઇ પણ નિશ્ચય કરી શકી નહિ, અને ગાંડા જેવી બની વિચાર કરવા લાગી.

**સુબોધરસિકા**—વારૂ બ્હેન પછી.

**ચંદ્રાવલી**—પછી મને સ્મરણ આવ્યું કે મારા પતિએ એક વખત એવો જ ઉપદેશ આપ્યો હતો જે અગ્નિ પ્રકોપ થાય ત્યારે સામાનું કલ્યાણ ઇચ્છનાર મનુષ્ય તુલસીમાં જળ રેડે તો અગ્નિ શાંત થાય છે.

**સુબોધરસિકા**—વાહ! વાહ! બહુ સારૂં હિત વચન યાદ રાખ્યું. પછી,

**ચંદ્રાવલી**—એ વિચાર આવતાં જ માતાનું વચન અને પતિનાં વચનની સરખામણીમાં મને એમજ લાગ્યું કે જરૂર અગ્નિના ભયમાં મારી બેન આવી પડશે. એ વિચારવાયુમાં હું શય્યાનો ત્યાગ કરી નાહી પરવારી જળ ભરવા બહાર નીકળી છું, તેવામાં મને દક્ષિણ નેત્રનું સ્ફુરણ થયું જેથી વધારે ચિંતાતુર થઇ અને ઘેલછા પ્રાપ્ત થઇ કે ક્યારે સરોવરનું જળ ભરી તુલસીમાં જલસેક કરૂં. એવા વિચારમાં આંહી આવી તુલસીમાતાને પ્રસન્ન કરૂં છું.

**સુબોધરસિકા**—પતિનાં વચનો પર દૃઢ વિશ્વાસ રાખવો એ તમને ઘટે છે, તેમજ માતાની આજ્ઞા પાલન કરવી એ આપણું કર્ત્તવ્ય છે, પણ સ્વપ્નની વાત ઉપરથી આવી મોટી ઘેલછાની પાજ બાંધી લેશ સુખને પણ ટાળવા તત્પર થયાં હો એવું મને તો ભાસે છે.

**જ્ઞાનપ્રસારિકા**—સખી ! ( સુબોધરસિકાને ) જો કે તારી કલ્પના સાચી છે. આપણો આશ્રય લેનારને આપણે યથાર્થ માર્ગ બતાવવો એ ફરજ છે; પણ એથી મારા વિચાર બહુજ જુદા છે. સાંભળ. પતિની બીકથી પણ ચોથા પ્રકારની ગણત્રી ( અધમી ) માં આવેલી એ પતિવ્રતા છે, જેથી એનું પરાણે સચવાયેલું સતીત્વ એને શુભ ભ્રમણામાં નાંખી, પોતાના પતિનાં હિતવચનનાં સ્મરણથી એની પાસે સત્કૃત્ય કરાવી, એની ભગિની ઉપર આવેલી વિપત્તિ દૂર કરે છે; એ વાત ખરેખરી છે.

**ચંદ્રાવલી**—( વિસ્મયચિત્તે બોલે છે ) દેવી ! આપ શું કહોછો !

**જ્ઞાનપ્રસારિકા**—હા. બ્હેન, હું સત્ય કહું છું. એ વાતની ખાત્રી આ સામેથી ચાલી આવતી ગોવાલન પાસેથી થશે.

**યશસ્વિની**—બા ! ચંદ્રાવલીબા તમે જ કે.

**ચંદ્રાવલી**—હા, તે હું જ છું. ( તેને પૂછે છે ) તમે ક્યાંના રહીશ છો ?

**યશસ્વિની**—આહીંથી એક ગાઉ દૂર વિજયપુર નામે ગામ છે ત્યાં અમે રહીએ છીએ.

**ચંદ્રાવલી**—તે ગામમાં મારી નાની બ્હેન મનોહરીનું પણ ઘર છે.

**યશસ્વિની**—હા. તેમણેજ આ કાગળ તમને આપવાનું કીધું છે ( એમ કહી કાગળ આપે છે અને બોલે છે ) વળી મોઢે સમાચાર દીધા છે કે ઉડતી વાત સાંભળી તમે મુંઝાઇ જાઓ એવું માની જાણકરવા કાગળ લખી આપ્યો છે.

**સુબોધરસિકા**—( કૌતુકથી બોલે છે ) ચંદ્રાવલીબ્હેન ! કાગળ વાંચો, જોઈએ.

ચંદ્રાવલી વાંચે છે.

શ્રી.

વિજયપુર.

મીતિ.

માયાળુ મોટાં બ્હેન, ચંદ્રાવલીની સેવામાં.

મુ. શ્રી નગર.

તમારા તરફના કુશળ પત્ર પાઠવશો. આંહી મોટી આપત્તિમાં આવેલાં અમો ઇશ્વર કૃપાથી ઉગર્યાં છીએ. ગઇ રાત્રે બાર વાગે અમારા મહોલ્લામાં આગ્ન લાગ્યો હતો, તેમાં આપણાં ઘર સુધીનાં તમામ ઘરોને નુકશાન પહોંચ્યું છે. આપણાં ઘરની પાંખને લાગતાં થોડીવારમાં અગ્નિ દેવ વિરામ પામ્યા. ઓચીંતા ખબર તમે જાણો અને ફિકર થાય માટે દૂધ વેચવા આવનાર યશસ્વિની ( જસુ ) ગોવાલન સાથે આ પત્રથી ખબર આપ્યા છે. આપણી સઘળી વસ્તુ

અનામત રહી છે તો ફિકર ન કરશો. હું બે ચાર રોજમાં તમારાં દર્શનનો લાભ લઇશ. સૌને સુખ સમાચાર સાથે ઘટિત કહેશો.

લી.

**મનોહરીના,**

પ્રણામ.

**ચંદ્રાવલી**—વિહ્વળ બની જઇ ગદ્‌ગદ્ કંઠે (યશસ્વિનીને કહે છે) હવે તો કાંઇ ભય નથી ને? "ના, બ્હેન. હવે જરાય મુંઝાશો નહિ. પરમેશરે લાજ રાખી" તને હું આંહી છું એ ખબર કયાંથી પડી? "હું દૂધ વેચી રઇ એટલે પૂછતી પૂછતી તમારે ઘરે ગઈ, ત્યાંથી જાણ્યું કે તમે તળાવ ઉપર છો. તળાવ ઉપર આવી પણ તમને નો ભાળ્યાં પછી એક બામણને પૂછયું તારે તેણે કીધું કે બગીછામાં છે, એવું જાણી આંહી આવી. લ્યો હવે કંઇ વચાર કરસોમાં. હું જાઉંછું. નાની બોનને કંઇ કેવું છે.?" કહેજે કે ફિકર તો બહુ થઇ પણ કાગળ વાંચી નિરાંત થઈ છે. ("આવજો બા, એમ કહી જાય છે.")

**ચંદ્રાવલી**—(એકદમ જ્ઞાનપ્રસારિકાને પાયે પડી) દેવી! આપનાંજ દર્શનના પ્રતાપે આજે મેં નવીન આનંદ અનુભવ્યો. કયાં એક ભ્રમિત મનવાળીની ભ્રમણા! અને કયાં આપની ધૈર્યયુક્ત બુદ્ધિની ભવ્યતા!

**જ્ઞાનપ્રસારિકા**—ચંદ્રાવલી! તારા કહેવા મુજબ બીકથી રહેલું પતિવ્રત પણ આવું સમર્થ કામ કરી શકે છે, તે તેં તારી નજરે જોયું તો વિચાર કર કે અનન્ય શ્રદ્ધાથી રાખેલું પતિવ્રત અને ધર્મ કર્મ શું શું ન કરી શકે? જો તારો આજનો આ ઉપચાર ન થયો હોત તો જરૂર તારી બ્હેનની વિપત્તિનો પાર રહેત નહિ. ખરૂં માનજે કે શ્રદ્ધા વિના પણ ઠરેલું ધર્મ કર્મ, અંત્યજાતિની સ્ત્રીને પણ કૈલાસના ધામમાં પહોંચાડી શક્યું હતું.

**ચંદ્રાવલી**—દેવી ! એવી શી આશ્ચર્યની વાત છે ?

**જ્ઞાનપ્રસારિકા**—એ વાત ઘણી વિસ્તારવાળી છે, પણ ટુંકમાં કહું છું કે એ અંત્યજાતિની સ્ત્રી પહેલા જન્મમાં બ્રાહ્મણી હતી અને વિધવા થયા છતાં વ્યભિચારનો ત્યાગ ન કર્યો, અને માદક પદાર્થના સેવનથી અખાદ્ય-વસ્તુ લેતાં પુજ્ય પ્રાણી દૃષ્ટિએ પડતાં "શિવ શિવ" એવા શબ્દ બોલાયા ત્યાર પછી ઘણે વખતે નિધન થયું; ત્યારે તેણીએ બીજા જન્મમાં પાપકર્મના યોગથી અંત્યજાતિમાં રોગ પીડીત દેહવાળી સ્ત્રી અવતરી ઘણું દુઃખ વેઠયું, પરન્તુ પુણ્ય સંચયમાં માત્ર "શિવ શિવ" શબ્દોના પ્રભાવે લાંબે વખતે પાપ નિવારક ગોકર્ણ-ક્ષેત્રમાં જનારાં યાત્રાળુઓની પાછળ ભિક્ષુકી થઈ રગરગતી ગઇ અને તે ક્ષેત્રનાં દર્શનથીજ પવિત્ર થઈ. કોઈએ અન્ન ન આપ્યું ત્યારે કોઈ યાત્રાળુએ ભિક્ષાને બદલે બીલીપત્ર આપ્યું, પણ તે પાંદડું માની ફેંકી દીધું અને અનાયાસે શિવરાત્રીનો ઉપવાસ થયો તેમજ ફેંકી દીધેલું બીલીપત્ર રખડતું રડવડતું કોઈથી રાત્રે મહાપૂજામાં ચડાવાયું તે પુણ્યથી મરણ સમયે નિષ્પાપ બનેલી તેણીને શિવના ગણ, યમ દૂત સાથે યુદ્ધ કરી કૈલાસમાં લઈ ગયા. માટે અનાસ્થાએ ચહેલું ધર્મ કર્મ, પતિવ્રત નિષ્ફળ જતું નથી. એ કારણથી સંપૂર્ણ શ્રદ્ધા રાખી આપણા વ્યવહાર ધર્મ પાળી નિયમિત રહેવાથી આપણે શું શું નહિ કરી શકીએ ? તેનો ખ્યાલ કરજે.

**ચંદ્રાવલી**—દેવી ! આપનાં હિત વચનો હું કદાપિ નહિ ભૂલું. હવે હું જઇ મારા પતિને વાકેફ કરી મનોહરીને એક વિગત પત્ર લખાવું. (એમ કહી બન્ને સખીઓને પ્રણામ કરી પાણીનું બેડું લઇ જાય છે.)

**સુબોધરસિકા**—(હર્ષના ઉમળકામાં) સખી ! હું તે કેવી રીતે આપના સમાગમથી તૃપ્ત થાઉં ?

**જ્ઞાનપ્રસારિકા**—તેં પ્રત્યક્ષ અનુભવ્યું કે અધમ સ્ત્રીઓનું પા-

તિવ્રત્ય પણ વૃદ્ધિંગત થઇ સ્ત્રીઓને પતિસહ સ્વર્ગીય સુખનો આનંદ કરાવે છે, પણ આ ચરિત્ર કરવાવાળી કુલટા સ્ત્રીનો ક્યાંઇ ઉદ્ધાર નથી. વળી અનસૂયાજી કહે છે કે—

## ગીતિ.

" પતિને શૂળજ માને, અવર પુરૂષથી રમી સદા માણે;
સસકલ્પ ભોગવશે, નર્ક યાતનાગાં નહિ આરામે. ॥૫॥
પતિથી પ્રતિકુળ રહીને, પરજન્મે વિધવા તે થઈ જાશે;
કપટવિના પતિ સેવે, વિણશ્રમ તેની પરમગતિ થાશે " ॥૬॥

**અનસૂયા**—સતી વૈદેહી ! આપને બોધ કરવાને હું કોઈ રીતે યોગ્ય નથી. હું જાણું છું કે આપ સાક્ષાત્ મહામાયા છો. પરન્તુ આપનાં નામરૂપ આદેશથી અન્ય નારીઓ પતિવ્રતને સાધશે; એવાં સંસારના હિત માટે કહ્યું છે.

**વૈદેહી**—આપ પરમ પૂજ્યા છો. આપના સદ્બોધથી હું અનુગ્રહી થઇ છું, અને અન્ય વનમાં જવા ઇચ્છા રાખું છું તો આજ્ઞા આપશો. ( એમ કહી પ્રણામ કરી ચાલ્યાં. )

—તો સખી ! કુવિચારોનો સ્વપ્ને પણ આપણામાં આવેશ ન થાય એ શ્રેયસ્કર છે. કહ્યું છે કે;—

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ॥
स्वप्नोऽन्यगेहवासश्च नारी संदुषणानि षट् ॥१॥

( मनुस्मृति )

મદિરાપાન, દુર્જનનો સંસર્ગ, પતિનો વિયોગ, ભટકવું, મરજી પ્રમાણે ગમે ત્યાં સૂવું તથા પારકે ઘેર રહેવાની ટેવ. એ છ દૂષણો સ્ત્રીઓને અતિ દુઃખદાયક છે; માટે તે દૂષણોથી સાવધ રહેવું; અને તનમનથી પતિસેવા કરવી.

" સ્વામિ સેવા સહુ કરજો શ્યામા, નાથ વચનથી વામ થજો નહિ વામા "

**સુબોધરસિકા**—વ્હાલી સખી! ટુંક મુદતમાં શું ચમત્કાર બતાવ્યો! ખરેખર! નામ પ્રમાણે ગુણોને ધારણ કરી, મારા જેવીને સુધારવાનું આપનું અમૂલ્ય વાત્સલ્ય! (એમ કહી સહર્ષ ભેટી.)

**જ્ઞાનપ્રસારિકા**—ભેટતાં ભેટતાં હર્ષાશ્રુનું સિંચન કરતી કહેવા લાગી કે સત્સંગથી સ્ત્રીઓનાં હૃદયમાં અહિંસા, સત્ય, અચૌર્ય, દયા, ઔદાર્ય, સૌહાર્દ્ર, સરલતા, સૌજન્ય અને સુશિલતા વિગેરે વાસ કરે છે; માટે સત્સંગનો અનુભવ કરજે.

—હવે મારે પણ પતિ પૂજનમાં વિલંબ થાય છે; કહી, પૂજોપહાર (જળ, પુષ્પ બીલી, તુલસી દુર્વા) લઇ બન્ને સખીઓ પોતપોતાને ઘેર જઇ આહ્નિકમાં જણાવેલી રીતિએ યથાવિધિ પતિ–અર્ચન અને નિત્યપૂજામાં પ્રવૃત્ત થઇ. **इति शिवम्.**

## ॥ परिशिष्टम् समाप्तम् ॥



# દ્વિજ સ્ત્રીજનોપયોગી વ્રતો.



૧ ચૈત્ર શુકલ તૃતિયા—અરૂંન્ધતી વ્રત.

૨ ભાદ્રપદ શુકલ તૃતિયા—હરિતાલિકા વ્રત.

૩ માર્ગશિર્ષ કૃષ્ણ તૃતિયા—સૌભાગ્યસુંદરી વ્રત.
અથવા માઘ. " " " "

૪ માઘ શુકલ ચતુર્થી—ગૌરીચતુર્થી વ્રત.

૫ શ્રાવણ શુકલ પંચમી—નાગપંચમી વ્રત.

૬ ભાદ્રપદ શુકલ પંચમી—ઋષીપંચમી વ્રત.

૭ ભાદ્રપદ શુકલ ષષ્ઠી—લલિતાષષ્ઠી વ્રત (ગુજરાતમાં પ્રસિદ્ધ)

૮ શ્રાવણ શુકલ-કૃષ્ણ સપ્તમી—શીતલાસપ્તમી વ્રત.

૯ માઘ શુકલ ષષ્ઠી અને સપ્તમી—પુત્રસપ્તમી વ્રત.

૧૦ શ્રાવણ કૃષ્ણ અષ્ટમી—જન્માષ્ટમી વ્રત.

૧૧ ચૈત્ર શુકલ નવમી—રામનવમી વ્રત.

૧૨ જયેષ્ટ શુકલ એકમથી દશમ સુધી-દશહરા વ્રત.

૧૩ આષાઢ, અથવા બાર માસની દરેક શુકલ દશમી-આશા-દશમી વ્રત.

૧૪ બારેમાસ અને અધિક માસની શુકલ તથા કૃષ્ણ એકાદશી વ્રત.

૧૫ ભાદ્રપદ શુકલ દ્વાદશી—વામનદ્વાદશી વ્રત.

૧૬ આષાઢ શુકલ ત્રયોદશીથી કૃષ્ણ દ્વિતીયા સુધી—જયાપાર્વતી વ્રત. (ગુજરાતમાં પ્રસિદ્ધ)

૧૭ ભાદ્રપદ શુકલ ત્રયોદશીથી પૂર્ણિમા સુધી ત્રણ રાત્રી-ગોત્રિરાત્રી વ્રત. (ગૌત્રાટ)

૧૮ દરેક માસની શુક્લ અને કૃષ્ણ પક્ષની ત્રયોદશી—પક્ષ પ્રદોષ વ્રત.

૧૯ વૈશાખ શુકલ ચતુર્દશી—નૃસિંહ ચતુર્દશી વ્રત.

૨૦ ભાદ્રપદ શુક્લ ચતુર્દશિ—અનંત ચતુર્દશી વ્રત.

૨૧ કાર્તિક, માઘ, વૈશાખ, શુકલ ચતુર્દશી—ઉમા-માહેશ્વર પૂજા, વ્રત.

૨૨ માઘ કૃષ્ણ ચતુર્દશી—શિવરાત્રી વ્રત.

૨૩ જ્યેષ્ટ શુકલ ત્રયોદશીથી પૂર્ણિમા સુધી અથવા કૃષ્ણ અમાવાસ્યા—વટસાવિત્રી વ્રત.

૨૪ શ્રાવણ માસના મંગળવારોએ, લગ્ન થયાંપછી કરવાનું—મંગલાગૌરી વ્રત.

આ વ્રત પહેલે વર્ષે પીયરથી પ્રારંભ કરી બાકીનાં ચાર વર્ષ સાસરે કરવાં એ મળી પાંચ વર્ષનું વ્રત છે.

૨૫ શ્રાવણ માસના ચાર શુક્રવારે કરવાનું—જીવંતિકા વ્રત.

૨૬ આષાઢ કૃષ્ણ અમાસ—અહિવ્રત ( એવ્રત )

अनुष्टुप्.

४ ३ ८ १
वेदत्रीभाक्षितौ शाके श्रावणे सितपक्षके ।

पूर्णिमायां समाप्तोऽयम् ग्रंथोऽभूद्भौमवासरे ॥१॥



## * નીરાંજનિ.

( મંગલ કર ભવ ભય હર જય ઉમાપતિ ) એ રાગ. તાલ—દાદરો.

મહિલા માર્તણ્ડ ધર્મને વધાવજો.
રસિક સાર, શિયળ નાર બનો સોહાવજો......મહિલા. ૧

સુખપ્રદ કલ્યાણ સુગનથી વિચારજો.
ચરણે, શરણે, સ્મરણે, જનક-સુતા, નગ-દુહિતા—
—ને સંભારજો.............. મહિલા. ૨

પ્રીતિ પરમેશ તણી ઉર રાખજો, જય જયકર મન્મથ-હર
પ્રેમે ભાળજો.
નમીને, મનને દમીને, શિયળ ભાળ, કરી સંભાળ—
—ને વધારજો.............. મહિલા. ૩

આ નીરાંજનિ કરી સ્વામી શોભાવજો.
ચતુરા ચિત મલિન વાંછના ધિક્કારજો.
[૧]ધરજો, [૨]હરજો, [૩]પળજો, [૧]સુખ અમાપ. [૨]મલિન તાપ.
[૩]સત્ય ધારજો.............. મહિલા. ૪



* આરતિ.

॥ श्री ॥

# आश्रयदातृ जनावलि.

---

સનાતન ધર્મનું સ્વરૂપ જેઓનાં નિર્મળ અંતઃકરણનો આશ્રય કરી રહેલું છે, તેમજ ધર્મશાસ્ત્ર અને તત્સંબંધી લેખો જેઓના મોહક છે, એવા શ્રી ભાવનગરાધિપ શ્રીયુત નેકનામદાર મહારાજા સાહેબ, સર " **ભાવસિંહજી** " બહાદુર કે,સી,એસ,આઇ,અને એઓનાં ધર્મપત્ની મહારાણી શ્રી **નંદકુંવરબા** સાહેબ સી, આઈ, તથા પરમ ધર્મજ્ઞ મંત્રીવર્ય શ્રીમાન્ **પ્રભાશંકર દલપતરામ** પટણી સી, આઇ, ઇ, એઓની ઉદારતાથીજ પ્રકાશકનો શ્રમ સફળ થયો છે. તેમજ, શ્રીમંત રાજ્ય કર્ત્તા, તથા. અધિકારીવર્ગ અને સદ્‌ગૃહસ્થોએ અગાઉથી મહદ્ આશ્રય આપી આ ગ્રંથને વધાવી લીધો છે, તેથી યોજકો તેમનાં અમર નામોને આ ગ્રંથમાં મુદ્રિત કરી આભાર સાથે સહૃદય આશીર્વાદ આપે છે કે શ્રી પરમાત્મા એઓનો નિરન્તર વિજય કરી દીર્ઘાયુ આપો.

## ભાવનગર સ્ટેટ.

નેકનામદાર મહારાજા સાહેબ સર ભાવસિંહજી બહાદુર, કે, સી, એસ, આઇ, ૧૦૧

## સુંથરામપુર સ્ટેટ

મહારાજા શ્રી જોરાવરસિંહજી ૩૦

## દેવગઢ બારૈયા સ્ટેટ

મહારાજા શ્રી રણજીતસિંહજી ૨૫

## છોટાઉદેપુર સ્ટેટ

| | |
|---|---|
| મહારાજા શ્રી ફતેહસિંહજી | ૨૫ |

## લાઠી સ્ટેટ

| | |
|---|---|
| ઠાકોર સાહેબ શ્રી પ્રતાપસિંહજી સુરસીંહજી | ૮ |

## વાંસદા સ્ટેટ

| | |
|---|---|
| મહારાણા શ્રી ઇન્દ્રસિંહજી | ૫ |

## વડિઆ સ્ટેટ

| | |
|---|---|
| ઠાકોર સાહેબ શ્રી બાવાવાળા સાહેબ | ૫ |

## કોટડા સાંગાણી સ્ટેટ

| | |
|---|---|
| ઠાકોર સાહેબ શ્રી મુળવાજી સાહેબ | ૫ |

## ઉતેળીઆ સ્ટેટ

| | |
|---|---|
| ઠાકોર સાહેબ શ્રી સુરસિંહજી દાજીરાજજી | ૫ |

## મોરબી બેલા સ્ટેટ.

| | |
|---|---|
| કુમારશ્રી પ્રતાપસિંહજી. | ૫ |

## પાટડી સ્ટેટ.

| | |
|---|---|
| કુમારશ્રી દોલતસિંહજી. | ૫ |

## બગસરા સ્ટેટ.

| | |
|---|---|
| દરબાર સાહેબ શ્રી રામવાળા સાહેબ. | ૨ |

## સાયલા સ્ટેટ.

| | |
|---|---|
| કુમારશ્રી મદારસીંહજી. | ૨ |

## લીમડી સ્ટેટ.

| | |
|---|---|
| બામાસાહેબ શ્રી બાઇરાજબા સાહેબ. | ૫ |

# ભાવનગર.

દિવાનસાહેબ શ્રી **પ્રભાશંકર દલપતરામ** પટણી સી, આઇ, ઇ.

| | |
|---|---|
| રા. રા. માજી દિવાન સાહેબ વિઠ્ઠલદાસ સામળદાસ. | ૭ |
| ,, માજી દિવાનસાહેબ વિજયશંકર ગૌરીશંકર ઓઝા. | ૧૦ |
| રા. રા. પ્રભાશંકર ગૌરીશંકર ઓઝા. | ૨૦ |
| રા. રા. નાયબ દિવાનસાહેબ ત્રિભુવનદાસ કાળીદાસ. | ૫ |
| રા. રા. મોરારજી આણંદજી તના પર્સનલ આસિસ્ટંટ. | ૫ |
| રા. રા. રાણાશ્રીકાળુભાસાહેબ કલ્યાણસિંહજી રાજ્યખર્ચના ઉપરી સાહેબ. | ૫ |
| રા. રા. વિશ્વનાથ રણછોડજી, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ. | ૫ |
| રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ કેળવણિ ખાતાના ઉપરી સાહેબ. | ૫ |
| રા. રા. ગૌરીશંકર કેશવલાલ દવે મેનેજરના હેડકલાર્ક | ૫ |
| ,, મનઃસુખરામ પ્રાણજીવનદાસ પેલેસ સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ. | ૫ |
| ,, ભગવાનજી રઘુભાઇ. ઠકર | ૧૫ |
| ,, પરભુદાસ ભગવાનદાસ. નગરશેઠ | ૫ |
| ,, મોતીલાલ નાનાભાઇ. | ૪ |
| રા. રા. ગિરિધર ઝીણાભાઇ પટેલ | ૫ |
| ,, ભટ નારાયણજી દયાશંકર | ૧૦ |
| ,, ભગવાનલાલ ગોપાલજી ખાનગી અધિકારી | ૨ |
| ,, કરશનજી ભીમજી વ્યાસ ઇંજીનીયરઓફીસના હેડ કલાર્ક | ૧ |
| ,, ભાનુશંકર ભવાનિશંકર કસ્ટમ ઓફીસર સાહેબ | ૧ |
| ,, હરગોવિન્દદાસ અજરામર ભાવનગર સ્ટેશન માસ્તર | ૧ |
| ,, પ્રભાશંકર જટાશંકર પ્રાંત વકિલ | ૧ |
| ,, માનશંકર પીતાંબરદાસ મહેતા ડેપ્યુટિ વહીવટદાર | ૧ |
| ,, શંભુપ્રસાદ હરિપ્રસાદ વ્હોરા સ્ટેટ વહિવટદાર. | ૧ |
| ,, ગુણવંતરાય રામપ્રસાદ રાજ્ય ખર્ચ ખાતાના સિરસ્તેદાર | ૧ |
| ,, દેવશંકર વૈકુંઠજી ભટ્ટ તાલુકા સ્કૂલ હેડ માસ્તર. | ૧ |

રા. રા. વેણીશંકર રામજી દવે રાજ્યખર્ચ ઓફીસ કલાર્ક. ૧
,, ભદ્રશંકર રામચંદ્ર રાજ્ય વૈદ ૧
,, મગનલાલ ગૌરીશંકર સીરસ્તેદાર. ૧
,, વકિલ નંદલાલ પરમાનંદદાસ ૧
,, શાસ્ત્રી જેષ્ટાલાલ હરીભાઈ રાજ્યગોર ૧
,, સાકરલાલ રતિલાલ ઓઝા. ૧
,, માણેકલાલ ભાઈશંકર વૈદ ૧
,, વસંતરાય સંતોકરામ ઓઝા. ૧
,, દાકતર જટાશંકર નરશીરામ ભટ્ટ ૧
,, શંભૂપ્રસાદ ગૌરીશંકર રાજ્યગોર. ૧
,, જેષ્ટાલાલ પ્રાગજી રાજ્યગોર ૧
,, ત્રવાડિ કેશવજી ગીગાભાઈ ૧
,, શંકરપ્રસાદ. ૧
,, વિઠ્ઠલજી હરીશંકર બધેકા. ૧
,, શ્રીપ્રસાદ ઈશ્વરીપ્રસાદ. ૧
,, બાળકૃષ્ણ મણીશંકર દવે. ૧
,, નારાયણરાવ અમૃતરાવ ગડકરી. ૧
,, પાંડુરંગ જગન્નાથ પાઠક ફોટોગ્રાફર ૧
રા. રા. નારૂભા અમરસીંહજી. ૧
રા. નરવરલાલ માણેકલાલ એટેચી હાઈકોર્ટ ૧
રા. ગંગારામ કલ્યાણજી જોશી. રાજ્ય ખર્ચ ઓફીસ કલાર્ક ૧
રા. મુળજીભાઈ ગોબર. ૧
રતિલાલ ગિરિધરલાલ. ૧
રા. સાકરલાલ કાળીદાસ. ૧
હરજીવન ગિરિજાશંકર. ૧
નાનાલાલ શ્યામજી. ૧
રા. મુળશંકર રાજારામ. ૧

આર, ટિ, મહેતાની, કંપની.

| | |
|---|---|
| રા. વૃજલાલ ગંભીર મહેતા | ૧ |
| રા. લલ્લુભાઈ ગાંડાભાઇ મીસ્ત્રી | ૧ |
| રા. ત્રિકમજી દયાળજી પટેલ | ૧ |
| રા. ચીમનલાલ મણીશંકર ભટ્ટ. | ૧ |
| રા. બાલકૃષ્ણ હરીશંકર ભટ્ટ. | ૧ |

## દેવગઢ બારૈયા.

| | |
|---|---|
| રા. રા. દિવાન સાહેબ ઝીણાભાઇ | ૨ |

## લાઠી.

| | |
|---|---|
| રા. રા. વલભદાસભાઇ રેવન્યુ અધિકારી સાહેબ. | ૧ |

## વરતેજ.

| | |
|---|---|
| વીઠલ ત્રીભોવન. | ૧ |

## શીહોર.

| | |
|---|---|
| રા. રા. રતિલાલ છગનલાલ દોષિ. | ૧ |
| રા. વિઠ્ઠલદાસ ત્રિભૂવનદાસ દવે. | ૧ |

## મહુવા.

| | |
|---|---|
| રા. કલ્યાણજી પ્રભૂરામ શુકલ. | ૧ |
| રા. અંબાશંકર મહાદેવ. | ૧ |

## ધોળેરા.

| | |
|---|---|
| રા. હરીલાલ મગનલાલ ઈંગ્રેજી સ્કુલ માસ્તર. | ૨ |

## બીલીખા.

| | |
|---|---|
| રા. રા. શામળજી નાનજી ન્યાયાધિશ. | ૧ |
| રા. રા. કાનજી જાદવજી. | ૧ |

## નાજાપુર.

રા. પ્રેમચંદ મોરારજી. ૧
રા. ભગવાનદાસ દેવજી. ૧

## મોટા કોટકા.

રા. વાજસુર પૂજા. ૧

## લીમડી.

રા. રા. દિવાનસાહેબ ઝવેરભાઇ નાથાભાઇ. ૧
,, કરૂણાશંકર ગણેશજી રાવળ. ૧
રા. રા. શાસ્ત્રી કામેશ્વર કરશનજી દવે. ૧
રા. રા. હાથીરામ હરીશંકર આચાર્ય. ૨
રા. રામજી દયારામ મીસ્ત્રી. ૨
,, કામદાર કરૂણાશંકર ઇશ્વરભાઈ આચાર્ય બેલાવાળા. ૧
,, નિલકંઠ જયશંકર આચાર્ય. ૧
,, નર્મદાશંકર હરજીવન રાવળ. ૧
,, દુર્ગાશંકર જયશંકર આચાર્ય ફોટોગ્રાફર. ૧
,, જટાશંકર લાલજી આચાર્ય. ૧
,, ભટ્ટ ધનેશ્વર નાગેશ્વર. ૧
,, કેશવલાલ ત્રિભુવન દવે ડાકતર. ૧
,, દવે વિશ્વનાથ ખોડીદાસ. ૧
,, શાસ્ત્રી આદિત્યરામ લાલજી ભટ્ટ ૧
,, તુલસિરામ હરજીવન ભટ્ટ. ૧
,, મણીશંકર દેવશંકર જાની. ૧
,, નરભેશંકર મોતીરામ ભટ્ટ. ૧
,, ડાયાલાલ લીલાધર ભટ્ટ. ૧

## વઢવાણ.

રા. પ્રાણલાલ શંકરલાલ. ૧
,, કરૂણાશંકર વજેશંકર રાવળ. ૧

## ધ્રાંગધ્રા.

રા. હરનારાયણ લલ્લુરામ ભટ્ટ. ૧

## અમદાવાદ.

રા. રા. ભટ્ટ જયશંકર વિઠ્ઠલજી. ૧
રા. રા. કેશવલાલ મણિશંકર ભટ્ટ. ૧
રા. રા. ભોગીલાલ પ્રભાશંકર વ્યાસ. ૧
રા. રા. જીવણલાલ બોધશંકર. ૧
રા. રા. વ્યાસ શીવશંકર બહેચર હેડ કલાર્ક. ૧
રા. રા. શેઠજી જૈકીસનદાસ જેઠાભાઇ. ૧
રા. રા. હીરજીભાઇ કારીઆ સ્પીનીંગ માસ્તર. ૧
,, મહેતા મણીશંકર મોહનલાલ. ૧

## નડિયાદ.

શાસ્ત્રી કરૂણાશંકર.

## આણંદ.

રા. રા. મણીશંકર હરનારાયણ ડેપ્યુટિ સ્ટેશન માસ્તર. ૧

## રાંધનપુર.

રા. રા. ચંદુલાલ હરીલાલ ઠાકોર ઈજારદાર. ૨

## ગોધ્રા.

,, નાથાલાલ પિતાંબર ગુડઝ કલાર્ક. ૧

## રતલામ.

,, ડેપ્યુટિ સ્ટેશન માસ્તર પ્રભાશંકર અજરામર. ૧
,, ભીમજીભાઈ પ્રેમચંદભાઈ ધ્રાંગધ્રાવાળાંબાસાહેબના કામદાર ૧

## બાંગરોડ.

,, હરીપ્રસાદ પ્રેમાનંદ સ્ટેશન માસ્તર. ૧

## ઇન્દોર.

રા. રા. લાભશંકર પીતાંબરદાસ ( બીએ એલ એલ બી )
પબ્લીક પ્રોસીક્યુટર (ગરોડ તાબે ઇન્દોર.) ૧

## સરાર.

રા. રા. જ્યોતિષિ નાગેશ્વર આદિત્યરામ. ૧
,, નારાયણભાઇ તાલુકા સ્કુલ હેડમાસ્તર.

## કુંડારી.

રા. રા. મણીશંકરભાઇ

## જંબુસર વરાછા.

,, પ્રાણુશંકરભાઇ
,, ગીરજાશંકરજી
} રા. ગીરજાશંકરજી
રા. નિર્ભયરામ
રા. ડાહયાભાઇ

## સુરત.

રા. મગનલાલ દામોદરદાસ જરીવાળા. ૨૦
રા. રા. નંદશંકર પુરૂષોત્તમ વૈદ. ૧
રા. રા. કેશવરામ મંછારામ ભટ્ટ. ૧
,, નિર્ભયરામ હરિનારાયણ જોશી. ૧
,, બાલકૃષ્ણ ઉત્તમરામ ભટ્ટ. ૧
,, મણીશંકર જદુરામ જોશી. ૧
,, નારણશંકર દેવદત્ત. ૧
,, ચંદ્રશંકર નૃહરિશંકર શુકલ. ૧

| | |
|---|---|
| રા. હિમંતલાલ ચુનિલાલ ત્રવાડિ. | ૧ |
| પા. નાથુભાઇ ફકીરભાઇ. | ૧ |
| રા. રા. બાલુભાઇ કાનદાસ શેઠજી. | ૧ |
| રા. પ્રાણજીવનદાસ વૃજદુર્લભદાસ શેઠજી. | ૧ |
| રા. રંગીલદાસ નગીનદાસ શેઠજી. | ૧ |
| રા. ગોકળદાસ કીકાભાઈ શેઠજી. | ૧ |
| રા. નાનાભાઇ ઘેલાભાઇ શેઠજી. | ૧ |
| રા. પુરૂષોત્તમદાસ પ્રાણવલ્લભ શેઠજી. | ૧ |
| રા. ઠાકોરદાસ તુળજારામ શેઠજી. | ૧ |
| રા. વૃજદાસ નરોત્તમદાસ શાહ. | ૧ |
| રા. મોતીરામ કીપારામ | ૧ |
| રા. ઈશ્વરલાલ ઉમાશંકર. | ૧ |
| ,, માણેકલાલ મિઠારામ. | ૧ |
| ,, ધનસુખલાલ ગોવિન્દદાસ. | ૧ |
| ,, કુબેરદાસ બ્રીજ ભુખણદાસ પારેખ તાર કસ. | ૧ |
| ,, હરકિસનદાસ બાલુભાઇ. | ૧ |
| ,, મોહનલાલ ચુનિલાલ એન્ડ કમ્પનિ. | ૨ |

## કડિ.

| | |
|---|---|
| રા. હરિલાલ મોહનલાલ ત્રવાડિ. | ૧ |
| ,, શિવશંકર હિમ્મતરામ. | ૧ |
| ,, કેશવલાલ આત્મારામ પટેલ. | ૧ |
| ,, બળદેવ ધનજીભાઇ દેશાઇ. | ૧ |
| ,, મૂળશંકર રણછોડલાલ ઠાકર. | ૧ |

## પુણી.

| | |
|---|---|
| રા. રા. હરીકૃષ્ણ ભાનુશંકર ભટજી. | ૧ |

## નૌસારી.

રા. રા. મનસુખરામ મોતીરામ વૈદરાજ. ૧
રા. રા. ધિરજરામ પ્રાણુશંકર ડાકતર વડોદરા સ્ટેટ. ૧
રા. જમનાદાસ ઘેલાભાઇ વકીલ. ૧
„ નાગરજી વસનજી વકીલ. ૧
„ મગનલાલ ભૂખણુદાસ વકીલ. ૧
„ ભૂપતરાય ઇચ્છાશંકર. બેંક ઓફ ગરોડાના અધિકારી. ૧
„ રતીલાલ જગજીવનદાસ ભકત. ૧
„ નારાયણુ લાલાભાઇ કંસારા. ૧

## ધમડાછા.

રા. મણીશંકર અંબારામ શાસ્ત્રી. ૧
„ મણીશંકર રાજારામ શાસ્ત્રી. ૧
„ કાશીરામ ફકીરભાઇ ભટ. ૧
„ અંબારામ નારાયણુ ભટ. ૧
„ કેશવરામ ગોપાળજી ભટ.. ૧
„ વસનજી કાળાભાઇ પટેલ સાહેબ. ૧
„ વલ્લભભાઇ દાજીભાઇ મહેતા. ૧
„ ડાહ્યાભાઇ ગોવીન્દજી. ૧
„ કાળાભાઇ નીછાભાઇ પટેલ સાહેબ. ૧
„ લલ્લુભાઈ દલાભાઈ. ૧
„ પ્રાગજી રણુછોડજી. ૧

## મરોલી.

રા. રા. ખંડુભાઇ ગોપાળજી તાલુકા સ્કુલ હેડમાસ્તર ધમડાછા. ૧

## ચીખલી.

રા. રા. વલ્લભરામ આત્મારામભાઈ. ૧
રા. રા. પ્રાણશંકર ગણપતરામ શાસ્ત્રીજી. ૧

## ગણદેવી.

„ છોટુભાઇ ઉત્તમરામ એલ, એમ, એન્ડ, એસ. ૧
„ નિર્ભયરામ કૃષ્ણારામ ભટ્ટજી. ૧
„ મંછારામ દેવશંકર ભટ્ટજી. ૧
„ આણંદરામજી. ૧

## અબરામા.

રા. રા. કૃપાશંકર દુર્ગાશંકર શુકલ. ૧
રા. રા. મોતીરામ વિનાયક શુકલ. ૧
રા. રા. શાસ્ત્રી મણીશંકર ગણપતરામભાઇ. ૧

## ખરસાડ.

રા. રા. હરિશંકર
રા. રા. દિનમણીશંકર
રા. રા. શાસ્ત્રી પ્રેમાનંદજી.

## ઊંટડી.

રા. રા. ભાનુશંકર પ્રેમાનંદ જોશી. ૧

## વલસાડ.

રા. રા. શ્રી વિદ્યામૃત વર્ષિણી સમાજ. ૧
રા. રા. પ્રાણશંકર દયારામ જ્યોતિર્વિદભૂષણ ૧

રા. રા. ઇચ્છાશંકર વિજયરામ શાસ્ત્રીજી. ૧
રા. રા. વિજયરામ જીવણરામ દિક્ષિતજી. ૧
રા. રા. મણીશંકર ભાનુશંકર ભટ્ટજી. ૧
રા. રા. શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દિક્ષિત ૧
રા. રા. ઉત્તમરામ કલ્યાણજી શુકલ વકીલ બી. એ.
એલ. એલ. બી. ૧
રા. રા. છગનલાલ મોતીરામ વકીલ ૧
રા. રા. ડાહ્યાભાઈ વસનજી દેસાઈ વકીલ. ૧
રા. રા. ભાણાભાઈ ખુશાલભાઈ વકીલ. ૧
રા. રા. અંબાલાલ કરશનજી દેસાઇ. ૧
રા. રા. કરસનજી ભીખાભાઇ દેસાઇ. ૧
રા. રા. ગોપાળજી ભીમભાઈ દેસાઇ મારફતીઆ. ૧
રા. રા. નાથાલાલ ખુમચંદ શાહ. ૧
રા. રા. ગાંડાભાઇ ગુલાબચંદ શાહ. ૧
રા. રા. ગીરિજાશંકર ભગવાન ભટ્ટ. ૧
રા. ગજાનન અંબારામ અધવર્યુ. ૧
રા. દલપતરામ યદુરામ શુકલ. ૧
રા. સુરજરામ ગૌરીશંકર વૈદ્ય. ૧
રા. વ્યાસ કેશવરામ ડાહ્યા ભાઇ અગ્નિહોત્રિ. ૧
રા. જય કૃષ્ણ હરિભાઇ શુકલ. ૧
રા. રામચંદ્ર વૈદ્યરાજ. ૧
રા. ભીખુભાઇ જોશીજી સમાજના અધિકારી. ૧

## સરોધી.

રા. દયાળજી રણછોડજી દેસાઇ. ૧

## ભધેલી.

રા. રણછોડજી ગોપાળજી દેસાઇજી બાવા. ૧
રા. રા. દેસાઇજી હરિભાઇ ગોપાળજી મામલતદાર. ૧
રા. મોહનભાઇ કુંવરજી દેસાઇ. ૧
રા. છોટુભાઇ દયાળજી દેસાઇ. ૧
રા. ગોપાલજી ગુલાબભાઇ દેસાઇ. ૧
રા. છોટુભાઇ નીછાભાઇ દેસાઇ. ૧
રા. ભીમભાઈ મોહનભાઈ સ્ટેશન માસ્તર બાર ડોલી. ૧

## કાશીગાંવ.

રાં. દેવચંદ ઇચ્છારામ મીસ્ત્રી. ૬

## જયપુર.

રા. રા. ત્રંબકરામ ભટ્ટજી ધ્રાંગધ્રાવાળાં બા સાહેબના ગુરૂજી. ૧

## કલકત્તા.

રા. દયાશંકર મયારામ દવે. ૧
રા. રા. જીવણલાલ ખોડિદાસ. ૨

## રંગુન.

રા. કેશવલાલ ધનેશ્વર ભટ્ટ. ૧







# વિજ્ઞાપના.



માન્યવર સદ્દગૃહસ્થોને વિદિત કરવાનું કે અમારે ત્યાં જ્યોતિષ્ સંબંધી કાંઇ પણ બાબત જોવરાવવાનાં કામો ઘણાં સારાં અને કાળજીથી કરી આપવામાં આવે છે; જેવાં કે પ્રશ્ન, જન્માક્ષર, ( ટપકાં ) પાકા જન્માક્ષર, જન્મોત્રી, વર્ષફલ ( નવા ગણીતના સુધારા વધારા સાથે ) વિગેરે સારી ગણત્રી તથા ફળાદેશથી ભરપૂર ગ્રાહકોનું મન પ્રસન્ન થાય તેવા રૂપમાં કરી આપીએ છીએ તો જેઓને તત્સંબંધી કાંઇ પણ પૂછવું હોય તે નીચેને સીરનામે લખી જણાવશો. અમારા તરફનું નિયમિત્ત પ્રાઇસલીસ્ટ ( કીંમત ) નથી. જેવું કામ તેવી યોગ્ય રકમ લેવામાં આવે છે જે પત્ર લખેથી ખુલાસો મળશે.

જ્યોતિર્વિદ્ હીરાલાલ ભાઇશંકર ભટ્ટ.

પાનવાડીરોડ, ભાવનગર.

અમારા તરફથી " ज्योतिष् तत्त्व मंजरी " તૈયાર થાય છે જેમાં જ્યોતિષ્નું યથા સ્થિત રહસ્ય બતાવવામાં આવ્યું છે અને તેને લગતા વિષયોનું સ્ફુટિ કરણ પણ કરેલું છે માટે જ્યોતિષ શાસ્રમાં પ્રવેશ કરવા ઇચ્છનાર ગૃહસ્થો આ પુસ્તક માટે અગાઉથી જલદી ગ્રાહક થશો એવી આશા છે.

ली. ज्योतिर्विद् हीरालाल भाईशंकर भट्ट.



श्री

છપાય છે !　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　　છપાય છે !!

# ॥ सारोद्धार कर्म विपाक ॥

અમારૂં ખરેખરૂં મંતવ્ય છે કે અન્ય કર્મ વિપાકો રાશિપરત્વ ઘણા છે પરંતુ તેની સાથે આ કર્મ વિપાકની સરખામણામાં બીજા કર્મ વિપાકના સિદ્ધાંતો ભાગ્યેજ મળે છે, પરન્તુ અમારા કર્મ વિપાકનાં સિદ્ધાંતો યથેચ્છ ફલ આપે છે તો જેઓ તત્સંબંધે જાણવા અને પુર્વ પ્રાયશ્ચિતના બંધનથી મુકત થઈ આગામી સુખની અપેક્ષા ધરાવનાર ગૃહસ્થો અગાઉથી મદદ કરી ગ્રાહક થવા ઉત્કંઠા ધરાવશો.

આ પુસ્તક આશરે પચીસ ફોર્મનું થશે અગાઉથી ગ્રાહક થનારાઓ પાસેથી કિમત રૂપિઓ ૧) એક અને પછીથી કિમત રૂપિઓ ૧॥ દોઢ લેવામાં આવશે. ગ્રાહક થનારે પોતાનું નામ, ઠામ, જીલ્લો અને નકલ વીગેરે નિચેને શીરનામે લખી જણાવવા કૃપા કરવી.

જ્યોતિર્વિદ હિરાલાલ ભાઈશંકર ભટ્ટ.

પાનવાડી રોડ—ભાવનગર.

